# શુક્રતારક

: નવલરામ લક્ષ્મીરામનું જીવનચિત્ર :

વિજયરાય કલ્યાણરાય વૈદ્ય
: એમ. ટી. બી. કૉલેજ, સૂરત :

વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

# નિવેદન

## ૧

આ જીવનચિત્રની રેખાઓ દોરવામાં ગોવર્ધનરામકૃત નવલરામની જીવનકથાની સાહાય્ય મુખ્યત્વે લીધી છે અને અમુક થોડાં રેખાંકનો સ્વ. ડાહ્યાભાઈ પી. દેરાસરીના બે સંસ્મરણલેખ* તથા અન્યત્ર મળતી પ્રકીર્ણ માહિતીને આભારી છે.

પરંતુ, વાચક તુર્ત જ જોઈ શકશે તેમ, આ ગ્રન્થ નવલરામના બાહ્ય કે આન્તર જીવનનું રેખાચિત્ર જ નથી. અહીં જે પ્રયાસ કર્યો છે તે, એ જીવનનાં બાહ્યાન્તર અંગોનું ચિત્રરૂપ સમગ્ર દર્શન કરાવવાનો, ઉપર્યુક્ત સામગ્રીને આધારે દોરી શકાય છે તે રેખાચિત્ર દોરીને તેમાં યથાશક્ય રંગપૂરણી કરવાનો. એવો પ્રયાસ કરતાં ચિત્રકારને સહજ બલ્કે આવશ્યક અને તેથી કર્તવ્યરૂપ એવા કેટલાક અધિકારનો ઉપયોગ પણ, ચિત્રરચનાને અનુકૂળ લાગી તેવી રીતે, કર્યો છે; અને તેમ કરવામાં પદ્ધતિ, યથાપ્રસંગ, દૃશ્યાલેખનની વૃત્તાન્તકથનની સંવાદની વાસરિકાની પત્રાલાપની એમ વિવિધ પ્રકારની રાખી છે.

આ પ્રકારે થએલી રચના નવલરામની વ્યક્તિમત્તા, પ્રવૃત્તિઓ તથા સંપ્રાપ્તિની પિછાન, એમના સમય તથા સહજીવીઓની વચ્ચે વહેતા એમના સ્થિરગતિ સમવાહી જીવનપ્રવાહની પિછાન, સર્વ સહૃદય વાચકોને યોગ્ય ને આકર્ષક રૂપે કરાવશે એવી આશાથી જ આ અભિનવ પ્રયોગને થતાં થઈ જવા દીધો છે.

---

* બુદ્ધિપ્રકાશ: (૧) જુલાઈ ૧૯૨૬; તથા (૨) ઓગસ્ટ ૧૯૨૭.

૨

આ ગ્રન્થ વાંચવા–સમજવામાં તેમ જ તેનાં ટીકાવિવેચનાદિમાં કદાચ ઉપયોગી થશે એમ ધારી ત્રણચાર વત્તીઓછી અગત્યની બાબતોનો ખુલાસો કરવો જરૂરી લાગે છે.

તેમાં પહેલું તો એ કે ગ્રન્થનાં છેવટનાં પૃષ્ઠોમાં (મુખ્યત્વે ગોવર્ધનરામને આધારે) નવલરામના જીવન તથા ગ્રન્થાદિ વિશે જે હકીકતો સાલવાર ગોઠવીને મૂકી છે તે પહેલી જોઈ લઈને તેમ જ સર્વસામાન્ય રૂપે ધ્યાનમાં રાખીને જીવનચિત્ર વંચાય એ ઈષ્ટ છે; કારણ, ચિત્રને બરાબર અનુસરવા જાણવું આવશ્યક ને તો પણ ચિત્રમાં તો અસ્થાને એવું કેટલુંક એ હકીકતનોંધમાં છે. બંને સાથે વિચારતાં થોડી પુનરુક્તિ પણ આગળ તરી આવવાની, પણ એ અનિવાર્ય હતી એમ વિવેકી વાચકો સ્વીકારશે એવી આશા છે.

નવલરામના ગ્રન્થોનું તેમ જ ગુજરાતશાળાપત્રમાંનાં તેમનાં કેટલાંક અગ્રન્થસ્થ લખાણોનું સીધું ઋણ આ પ્રકારના, એમનું જીવનચિત્ર આલેખવાના યત્નરૂપ, ગ્રન્થ પર સારે અંશે હોય એ તો વગરકહે સમજાય તેવું છે. કહેવાની જરૂર લાગે છે તે તો આ, કે એવે પ્રત્યેક સ્થળે, એમનાં વચનો ઉપયોગમાં લીધાં હોય ત્યાં ત્યાં સર્વત્ર, અવતરણચિન્હો એ બાબતના નિર્દેશરૂપે મૂકવાં એ આવી ચિત્રરચનાને પ્રતિકૂળ તેથી મૂક્યાં નથી: વિષયના સૂક્ષ્મ અભ્યાસીઓ એ પોતાની મેળે, જરૂર લાગતાં, મૂકી લેશે; અને અન્યો એની ગેરહાજરીને જ સુખદ ગણશે. માત્ર, નવલરામની રોજનિશીમાંથી જ્યાં (એ પણ, અલબત્ત, ગોવર્ધનરામને આધારે.) સીધા ઉતારા કર્યા છે ત્યાં ઘણે ભાગે ઉક્ત ચિન્હો મૂક્યાં છે ને તે તે સ્થળે એ જીવનકથાવાળી જોડણીને અનુસરવાનું સામાન્યતઃ યોગ્ય ગણ્યું છે.

ત્રીજી મહત્ત્વની બાબત પાત્રોની ઉક્તિઓમાંની પ્રાન્તિકતા સંબંધી નોંધવાની છે. માત્ર સુશિક્ષિત સજ્જનો નહિ પણ લેખક

પણ હોય તેવી સંસ્કારી વ્યક્તિઓ પણ જીવનમાં ભાષા વાપરતી વખતે પોતાની એ વિષયની પ્રાન્તિકતાને પૂરતા પ્રમાણમાં કે એક-ધારી રીતે જીતી શકતી નથી—તે હમેશાં જ 'શિષ્ટ' યાને ધોરણરૂપ* ગુજરાતી વાપરતી નથી. આ સ્વ-પર એમ ઉભય પ્રકારના અનુ-ભવને આધારે જ પાત્રોની ઉક્તિઓમાં સૂરતી પ્રાન્તિકતાની છાંટ વત્તીઓછી કે અણસરખી યોજાઈ છે એ વાત વાંચનારના લક્ષમાં રહેશે એવી ઉમેદ છે.

સકાર ને હકારની વચ્ચેનો—એ બંનેની મેળવણી જેવો લાગતો—(પોચા 'હ' જેવો) જે સૂરતી ઉચ્ચાર છે, તેને માટે નવલરામે જ યોજેલી તથા પૂર્વોક્ત લખાણોમાં સ્વ. દેરાસરીએ યથાપ્રસંગ વાપરેલી સંજ્ઞા 'સ્હ'નો ઉપયોગ જ્યાં જરૂર પડી ત્યાં કર્યો છે.

આ કાર્ય ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ મને સોંપ્યું એ માટે તેનો આભાર માનતાં આનન્દ થાય છે.

સ્વ. હીરાલાલ ત્રિ. પારેખ જેવા ઉત્સાહરત ભાષાસેવકે માત્ર સોસાયટીના કાર્યકરના નાતાથી નહિ, પણ મારી વાઙ્‌મયપ્રવૃત્તિના એક સાચા તેમ જ સક્રિય શુભેચ્છક તરીકે વારંવાર સ્નેહાનુભવ કરાવ્યો હતો. તેમનું સ્મરણ કરીને સોસાયટીદ્વારા પ્રકાશિત આ મારા પહેલા ગ્રન્થના પ્રકાશન સમયે યત્કિંચિત કૃતાર્થતા અનુભવું છું.

સૂરતઃ '૯૭ ની બળેવ
તા. ૭-૮-૧૯૪૧

વિ. ક. વૈદ્ય

* બંગાળીમાં જેનું નામ 'સાધુ [સારી] ભાષા' કે 'ચાલિત ભાષા' છે, તેવી.

# પ્રકરણાવલિ

# શ્રુ ઉ તા ર ઉ

## નવલરામ લક્ષ્મીરામનું

## જીવનચિત્ર

બીજો એક તારો આ તારાઓના સમયમાં, પણ મોડો, ઉગ્યો હતો અને શુક્રની પેઠે સઉથી મોડો આથમ્યો તે નવલરામ. ઘણાં વર્ષ સુધી એક જ રંગનો રહેલો દેખાયેલો એનો સ્થિર પ્રકાશ આપણી આંખ આગળ તરે છે અને તરશે.

—( રા. નવલરામ લક્ષ્મીરામની જીવનકથા, પૃ. ૨. )

—ગોવર્ધનરામ

# પ્રકરણ પહેલું

## ૧

આજથી આશરે સો વર્ષ પરના સૂરતમાં મધ્યકાલના બીજા કેટલાક અવશેષોની માફક ગામઠી નિશાળો પણ કેટલાક મુખ્ય લત્તામાં આવેલી હતી. કિન્ડરગાર્ટન કે મોન્ટેસોરીથી અજાણ એવા તેના મહેતાજીઓએ પોતાની રીતે શિક્ષણને રસિક બનાવતાં અને એને જીવન સાથે સાંકળી લેતાં શીખી લીધેલું એટલે એ નિશાળો પાસેથી સવાર-બપોર કામકાજે પસાર થતા સૂરતીઓને કાને એ મોડા ઓટલાઓ પરથી કે ખડકીઓમાંથી લલકાર અથડાતા-કર્કશકંડી મહેતાજીના, પછી તુર્ત એમના શિષ્યવૃન્દના વૃન્દગાનના:

બાવી એકા બાવીઆ,<br>
ઘઉંની રોટલી ચાવીઆ;<br>
ઘઉંની રોટલી સુંવાળી,<br>
બાવી દુ ચુંવાળી.

આમ આંકના ગડિયા ને ગડિયા મહેતાજી ઝિલાવે ને છોકરા ઝીલે. પેઢીઓથી ચાલતો આવેલો એ પ્રાથમિક શિક્ષણનો રવૈયો સને ૧૮૪૦-૪૧માં પણ અખંડ ગતિએ ફર્યા કરતો હતો.

એવામાં ભાગાતળાવના લત્તામાં ગોવિંદ મહેતાની ગામઠી નિશાળ હતી. ધૂળિયો ઓટલો, અપાર શ્રેંઘાટ અને ક્રોધાળ મહેતાજી: એ તો ત્યારનાં એવાં બીજાં શારદાસદનોનાં અવિભાજ્ય અંગ હતાં તેવાં આનાં પણ હતાં. પણ એક દૃશ્ય અહીં હતું તે બીજે નહોતું: ઉજળિયાત વર્ણની એક ત્રીશેક વર્ષની દેખાવડી ને ડરેલ બાઈ ચાર-પાંચ વર્ષના પુત્રને કેડે બેસાડી નિશાળે મૂકવા તથા લેવા આવતી હતી. એવડા મોટાને પણ તેડવો પડતો તે તુર્તમાં આવી ગએલા

ગોરીના મંદવાડને કારણે તો ખરું જ; પણ એક ને એક લાડકવાયાની જીદને સંતોષવા પણ ખરું.

દેખાવે માંદો ને દૂબળો એ બાળક સ્વભાવે એકલસૂરો પણ હતો. ચોમેર જ્યારે બીજા છોકરાઓનાં ધિંગામસ્તી કે ટોળટપ્પા ચાલતાં હોય ત્યારે આની આંખો આકાશે મીટ માંડી રહી હોય; અને મુખ પર તો વિષાદની છાયા પથરાયલી ને પથરાયલી.

પણ એ આંખોમાં નૂર હતું અને એ મુખને લલાટે ઉત્સાહની લહર વખતોવખત ફરકી જતી. આ બંને ગુણલક્ષણ શિક્ષક તથા સાહિત્યકાર તરીકેની તેની ભાવિ વિશિષ્ટતાની ગવાહી દેતાં હતાં.

૨

નિરક્ષર પણ વહાલસોયાં નંદકોરબાઈને એવી પુત્રસેવા લાંબો વખત કરવી પડી નહોતી. એમનો પ્રિય નવલ મોટો થયો તેમ તેનું આરોગ્ય સરતાસર થવા લાગ્યું ને આઠની વયે તો તે અર્વાચીન ગુજરાતના આદિશિક્ષકોમાંના એક, આદિસુધારક દુર્ગારામ મહેતાજીનો શિષ્ય બન્યો હતો. એમને ચરણે બેસી તેણે બીજાં ત્રણ વર્ષમાં ગુજરાતી અભ્યાસ પૂરો કરી દીધો. જે ‘મહેતાજીનો કોઈ નિશાળિયો મૂર્ખ નહિ’[૧] તેના બીજા સંખ્યાબંધ શિષ્યોની જેમ આ બાળકની મનોભૂમિમાં પણ બુદ્ધિપરિપાક અને વિચાર કરવાની ટેવનાં[૨] સબળ સંસ્કારબીજ એ કાળે જ વવાયાં હતાં; અને એ ઋણનો ભાર તેણે ત્યાર પછી બત્રીશે વર્ષે, ગુજરાતભરના મહેતાજીઓમાં દુર્ગારામ ‘હીરાની માફક દીપી નીકળ્યા હતા’[૨] એ હકીકત નોંધીને તથા તેમને ‘ગૂજરાતના[૨] આર્નોલ્ડ’નું મોંઘું બિરુદ આપીને, હળવો કરવા માનજનક પ્રયત્ન કર્યો હતો.

---

૧. નવલગ્રંથાવલિ ભા. બીજામાંનું દુર્ગારામચરિત્ર પરનું વિવેચન (શાળાઆવૃત્તિમાં પૃ. ૧૩૯)

૨. સદરહુ મુજબ, (પૃ. ૧૩૯–૪૦)

અગિયાર વર્ષના હોંસીલા કુમાર નવલે સને ૧૮૪૭માં મહેતાજી-ની નિશાળ ત્યાંનો અભ્યાસ પૂરો થતાં છોડી તે પણ એમ ને એમ નહિ, સામાન્ય કે અજાણ્યા વિદ્યાર્થી તરીકે નહિ. તેને ઊંચે નંબરે પાસ થયા બદલ ઇનામમાં પુસ્તકો તો મળેલાં પણ ત્યારના રિવાજ મુજબ પાઘડી પણ મળેલી; અને એ જ ઊંચી લાયકાતને કારણે તેને ઇંગ્રેજી શાળામાં પણ દાખલ થતાં જ વગરફીના માફી વિદ્યાર્થી તરીકે સ્થાન મળ્યું.

૩

એ લાભ પુત્રની વિચક્ષણ બુદ્ધિશક્તિએ મેળવ્યો એટલા તેના પિતા પણ નસીબદાર; ન મેળવ્યો હોત તો તો ફી માફ કરો એવી નિશાળજોગ અરજી કદાચ, એક દેસાઈજીને[1] ત્યાં ગુમાસ્તી કરતા લક્ષ્મીરામ પંડ્યાએ પુત્રને હાથે કરાવવી પડત. એ સ્થિતિમાં મુકાવું ન પડ્યું તેથી પંડ્યાજી આજે આનંદમાં હતા.

" અરે ... દાંભળ્યું કે ? " તેમણે ઓશરીમાં દાણા વીણતાં નંદકોરને સંબોધ્યાં. " કહેછ કે નવલ તો ફ્રી–સ્કાલર થવાનો. "

" એમ કે ? મજેનું. મારી અંબામાતા દૌ દારાં વાનાં જ કરે. જુઓની, એને તણ વરહ પર જનોઈ દીધું તદારના ખરચમાંથી આપણે દજી ઊંચાં દમણાં આઈવાં. "

" દાસ્તો. દેહાઇજીના ઊછીના લીધેલા તેનો છેલ્લો દપતો દજી મેં આગલે મહિને જ ભરી આઈપો. "

" ને દવે તનચાર મહિનામાં ફરી પાછા લેવા જ પડવાના તો, "

" લગન કરવા, કેમ ? "

" લગનસ્તો. એમાં કૈં ચાલવાનું ? વહેવઈના ઘરમાં મહા મહિને તો સુવાવડ આવવાની, નહિ તો દમણાં જ બે મહિના રહીને માગહરમાં કરી નાખતે. વૈસાખમાં તો થવાનું જ. પણ એનો વિચાર

---

૧. અનાવિલ દતા, સૂરભાઈ નામે.

તો હમણાં જ કરવોની ? આ કારતક તો પૂરો બી થહે બે દહાડા રહીને. "

": શિવગૌરી કેવડીક હોસે ?"

"ઓહે આઠનઉની. હવે કેટલુંક મોડું કરાય ! લગન તો ગૌરીનાં જ ઉત્તમ. કહ્યુંછને ' અસ્ટ વરસે ગૌરી ?"

"નવલને તો અગિયારમું ચાલે છની ?"

"હા. આ ફાગણે બારમું બેહહે–હોળી પછી કૈં પાંચ–છ દાહાડે આઈવો છ ..." પળેક કામ કરતાં થંભી, ખાલી હવામાં અનિમિષ આંખે જોઈ, પછી–" જોવની, મને બરાબર હાંભરે છ. તે વારે હું ઉતી તો બાસી વીહેક વરહની. પણ તમારા નાના ભાઈ ઉતાની–બિચારા ગયા હવે તો–તે મને મારે પિયરથી બોહોસ કરી લાવેલા તમારે ત્હાં હોળી રમાડવા. ત્હાર પછી બરાબર છઠ્ઠે દહાડે નવલનો જનમ. "

આ બોલાતું હોય છે તે દરમ્યાન પંડ્યાજી અંદરના ઓરડાની ભીંતમાંના એક નાના સરખા તાકામાંથી, લાલ ચામડાના પૂંઠાવાળી હાથે બનાવેલી નાની લંબચોરસ નોટ લાવ્યા છે; એની દોરી છોડી અંદર નજર ફેરવતા કહે છે:

"બરાબર. હંઇ બી એ જ નીકળે છ: ' નવલરામનો જન્મ: સન ૧૮૩૬ના માર્ચ માસની નવમી તારીખે એટલે સંવત ૧૮૯૨ના ફાગણ વદ છઠને દિવસે. ' તને ખરું યાદ રહ્યું છ. "

"તે ન્હૈં રહે ? અમારો બી એલમ[1] છેસ્તો–ભલે જરા જુદો. એમ તો મેં નવલને ભણાઇવો છ હો. "

"સું કેહે છ !" આશ્ચર્યમાં લક્ષ્મીરામજીનાં ભવાં ઊંચાં થયાં, કેમ કે નંદકોર વાંચી–લખી જાણતાં નહિ.

"ખરું જ કેહું છ. આ જ ઘર ને આ જ ઓસરી. એ તન કે ચાર વરસનો ઉતો. અહીં બેહે; એની તૂટલીફૂટલી પાટી લે ને

૧. શક્તિ, વિદ્યા.

એ...કડે એ...ક કરતો લખે. કૈં લીટા બી આમતેમ તાણે. પાટી ભરઈ જાય કે હું ભૂંહી નાખું ને એ ફરીને લખે."

"એમ કીધું એને તું ભણાઈવો કેહે છ?"

"તો ન્હૈં કેમ વરી? તી દા'ડનું એમ એટલું સરૂ કીધું ત્હારે જ તો આજે અંગરેજી ભણવાનો કેની?"

"એ બી સાલું ખરું તો ખરું" કહી પંડ્યાજીએ બહાર જવા કપડાં પહેરવા માંડ્યાં.

૪

નવલરામનો અંગ્રેજી શાળાનો અભ્યાસકાળ (૧૮૪૭ થી ૧૮૫૨–૫૩) એટલે એ શાળાઓના યુરોપિયન હેડમાસ્તરોનો કાળ. સ્વદેશમાં જેમનો કોઈ ધડો કરે નહિ કે ભાગ્યે જ કરે તેવા દોલતશિકારી નહિ પણ જે ખરા વિદ્વાન ખાનદાન તથા કર્તવ્યનિષ્ઠ—ને એમાંના કોઈ કોઇ ક્રોધનિષ્ઠ—પણ ખરા-ઇંગ્લિશ કે સ્કોચ સજ્જનો એ વર્ષોમાં મુંબાઈ કે સૂરતની હાઇસ્કૂલોના હેડમાસ્તરપદેથી કિશોરવયી ગુજરાતીઓનાં ખીલતાં માનસને જ્ઞાનવારિ સિંચતા, તેમાંના જેમ્સ ગ્રેહામ આપણા ભાવિ શિક્ષક તથા સાક્ષરના વડા શિક્ષક હતા. એ ગ્રેહામ સાહેબ સાથે નર્મદાશંકરના કરતાં નવલરામને ઓછું લહેણું હતું એમ 'કવિજીવન'માંના (૧૮૮૭) આ વાક્યનો ધ્વનિ સૂચવે છેઃ "મિ૰ ગ્રેહામ જે સૂરત સ્કૂલના હેડમાસ્તરની જગોએ પછીથી[૧] આવી પોતાની વિદ્યા ને બુદ્ધિ તેમજ મિજાજને માટે આખા ગુજરાતમાં હજી મશહુર છે, તેનો પણ નર્મદાશંકરને કોઈ દહાડો માર ખાવો પડ્યો નહોતો-"

માર તો હુશિયાર ને ખંતીલા વિદ્યાર્થી નવલરામે પણ નહિ ખાવો પડ્યો હોય; પણ સંભવ છે કે ક્રોધાળ ગ્રેહામસાહેબનાં ધાકધમકીનો

૧. તેઓ મુંબાઇની નિશાળમાં હતા ને નર્મદાશંકર પણ ત્યાં ભણતા. ત્યારનો (૧૮૪૫–૪૬) આ ઉલ્લેખ છે. નવલરામ સૂરતમાં ભણતાં ત્યારે એ હેડમાસ્તર સૂરતની હાઈસ્કૂલમાં બદલી પામ્યા હતા.

ગઢ; ગઢના ડહેલામાં પેસીએ ત્યાં વિશાળ ચોગાન અને તેમાં સામે એક ઊંચા મંદિરનાં પગથિયાં.

મંદિરની ઓસરીએ ગૌરવશીલ મુખમુદ્રાળા અને ભગવી પાઘે વિશેષ ગૌરવયુક્ત લાગતા આનન્દજીઓ હારબંધ બેઠા છે. એમના અગ્રણી ભાવાર્દ્ર સુખે ને સાદે ગવરાવે છે અને બીજા સૌ વત્તાઓછા ભક્તિભાવે ગાય છે:

સજની શ્રીજી મુજને સાંભરિયા રે,
હૈડે હરખ રહ્યો ઉભરાય:
નેણે આંસુની ધાર વહે રે,
વિરહે મનડું વ્યાકુળ થાય.

સાંભળનાર સત્સંગીઓના જૂથની પાછલી હારમાં બેઠેલો ગારકાન્તિ તથા નાજુક દેખાવનો, બેઠા બાંધાનો, સ્વભાવે શાન્ત ને હસમુખો લાગતો કિશોર–પંદરેક વર્ષનો–પદના અક્ષરેઅક્ષરનાં અમી એકધ્યાને પીતો હોય છે; પદ આગળ ચાલે છે; અને છેલ્લી પંક્તિઓ વેળા તો તેની આંખો મીંચાઈ આખું ય ચિત્ર એનાં મનોનયન સમક્ષ પ્રત્યક્ષ બને છે:

સદા શ્વેતાંબર શ્રીજી ધારતા રે,
અંબર જરકસિયા કોઈ વાર:
ગુચ્છ કલગી તોરો ખોસતા રે,
ગજરા બાજુ ગુલાબી હાર;
એ છબી જોવા તલખે આંખડી રે,
મધુરાં વચન સાંભળવા કાન;
એ હરિ મળવાને હૈડું તપે રે,
પ્રેમાનંદના જીવનપ્રાણ.

"જીવનપ્રાણ, ખરા જ જીવનપ્રાણ."..."શ્રીજી મહારાજ તો એ પ્રેમસખી કવિના તેમ બીજા અનેકોના જીવનપ્રાણ હતા. જેનાથી આટલા જંગલી લોક–કાઠી જેવા ભારી ખૂની લોક–પણ સુધર્યા છ તે સહજાનંદજી કોઈ મહાપુરુષ જ હતા એમાં સંદેહ નહિ."

એટલામાં અગ્રણીની પાસે બેઠેલા એક બીજા સાધુએ કથા શરૂ કરી હતીઃ "અને પછી શ્રીજી મહારાજે કહ્યું સર્વ વસ્તુઓથી તેમ જ જીવોથી ભરેલા આ અનાદિ અને સત્ય જગતમાં ઈશ્વર વ્યાપ્ત છે અને તેની સાથે અખંડ ધામમાં અનંત મુક્તો સહિત સાકારરૂપે ઈશ્વર અખંડ વિરાજમાન છે. ... ... ... ... ..."

આ ઉન્નત ધર્મભાવનાનાં તેજ પેલો કિશોર નિત્ય સાંજે સાંજે એ મંદિરે જઈ ઝીલતો. એનું વિશિષ્ટાદ્વૈત એવું નામ પણ તેને પોતે વયમાં વધતાં શિક્ષાપત્રી વાંચીને થોડીઘણી સમજતો થયો ત્યારે તેમાંથી એને જડી ગયું હતું. એના જુદા જુદા શ્લોક, આનન્દજીઓની કથાના ભાગો સાથે વારંવાર ઘટાવવામાં તે મજા માણતો. એમ જ ઉપલા પ્રકારની અદ્વૈતભાવના તેણે એ નાના મહાન ધર્મગ્રન્થમાં એક સ્થળે પ્રમાણી હતીઃ

मतं विशिष्टाद्वैतं मे गोलोको धाम चेप्सितम् ।
तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च गम्यताम् ॥[1]

કિશોર યુવાન થતો ગયો ત્યાં સુધી તો સ્વામીનારાયણ સંપ્રદાયનો એ પ્રભાવ એના મન પર રહ્યો જ. સંપ્રદાયનો ઇતિહાસ તથા એની કવિતા પોતે વાંચવા માંડી ત્યારે કેટલી ય વાર તેની ખીલતી કલ્પનાશક્તિ વિહારે ચઢતીઃ "કહાં એ સરયૂતીર ને કહાં આ તાપી-તીર ?...વળી વાત તો હજી આ પચાસ જ વરસની ! એટલામાં તો સહજાનંદે ગુજરાતને જાણે પોતાનું કરી લીધું. બ્રહ્માનન્દ, નિષ્કુળાનન્દ, પ્રેમસખી ને દેવાનન્દઃ સૌનાં પદ કેવાં સોંસરાં ઊતરી જાય છે. એ કવિતા કાઠીઓમાં ને કારીગરોમાં દિલના ઉમળકાથી ગવાય તેમાં નવાઈ બી સું ?...વલ્લભમત હવે કહાં શુદ્ધ રહ્યો છે ? કૈં કૈં એની તો વાતો સાંભળીએ છે. એણે નહિ કીધો તે સુધારો શ્રીજીના મતે

---

૧. વિશિષ્ટાદ્વૈત મત મ્હારો; ગોલોક વ્હાલું ધામ; ને
બ્રહ્મરૂપે ત્યહાં કૃષ્ણસેવા તે મુક્તિ જાણવી.
—ન્હા. દ. કવિઃ શ્લો. ૧૨૧.

કીધો ... શોભા ને રસિકતા તો આમાં બી કહાં નથી ? પણ કેટલી સંયમી, કેટલી સાત્ત્વિક ! ... ... ... ..."

નવલરામ વીસબાવીસની ઉંમરના થયા ત્યાં લગીના એમના ધર્મભાવનાવિકાસની આ કથા. "એ [આશરે બાવીસની] વયે એમની પ્રીતિ શંકરમત ભણી વળી."[૧] તેમ જ, વાર્ધક્યે અને અન્ત સુધી એ રીતે વળતી રહીને તેમને ચિન્મય સત્–વસ્તુના દર્શનાભિલાષી રાખ્યા.

---

૧. ગોવર્ધનરામકૃત **રા. નવલરામ લક્ષ્મીરામની જીવનકથા**, પૃ. ૫ મું.

## પ્રકરણ બીજું

### ૧

૧૮૬૫ના માર્ચમાં એક સવારે દસેકને સુમારે લક્ષ્મીરામ પંડ્યા પોતાના નીચા જર્જરિત મકાનની મેડીમાં આશરે દોઢ–બે હાથના જૂના પાટિયા પર હીંચકતા છીંકણી સૂંઘતા હતા ત્યાં દાદર પર પગલાં સંભળાયાં; સાંભળીને તેમણે પૂછ્યું "કોણ નવલ કે ?"

"હા બાપાજી."

"કેવી હતી ઘીસ આ વખતની ?

"સારી થસે એમ તો બધા કેહ છ."

"તે તમે લોક એમ ને એમ આઇવાં ? પૂરી જોયા વના ?"

"હા જી, એમ કરવું પઈડું. બીજું થાય સું ? ગીરદી ખૂબ જ, એટલે મેં તો છોકરાને સણગારેલા વરરાજા દૂરથી બતાઈવા. એ લોકને બીજું જોઈએ બી સું ? બધો જરીકસબનો ઠાઠમાઠ જોયો ને નગારાં, ખંજરી ને ઢોલક સાંભળી લીધાં એટલે થયું."

"પણ જરા બીજો અરધો કલાક તો થોભવું ઉતું. કીકો ને ઇચ્છા ઘીસને ચાલુ થતી તો જોઈ લેતે."

વાતચીત દરમ્યાન બારી પાસેની ત્રણ થીગડાંવાળી નાની ગાદી પર પુત્ર બેઠો ને પાસેનું દાદાના વખતનું મેજ ખોલી તેમાંથી એક જાડી ચોપડી હવે કાઢી, એ બોલતો–"પણ બાપાજી, એમાં નવું જોવાનું બી સું ઉતું ? ને એ લોકને જોવા જેવું એક તો અમે ત્હાં ઉતાંને જ બની ગયલું." "તે સું ?"

"ઘીસમાં નગારાં વગાડતા એક સેઠિયાનું નગારું તપાવવા મસાલચીએ મસાલ નીચી કરી તીવારે સેઠનો જરીનો દુપટ્ટો સલગવા લાઈગો–" "અરરર !"

"–ને થોડી વાર બધી હો હો થઇ રહ્યલી. ઇચ્છા તો એક એટલે ચઢી એ જોતી ઊભી ને મારા હાથમાં ક્રોકો ઉતો તેણે પણ ભડકો જોઈ તાળીઓ પાડવા માંડેલી."

લક્ષ્મીરામ હસ્યા: "બચ્ચાંનું તો એવું જ તો."

તેમણે હીંચકા ખાતાં ફરી તપખીર સૂંઘી. નવલરામ આ દરમ્યાન મેજમાંથી કાઢેલી પેલી 'નોવમ ઑર્ગેનન'નાં પૃષ્ઠોમાં એકાગ્ર થઈ ગયા હતા. સોનેરી નામવાળી ને સાડાત્રણ રૂપિયે હમણાં જ મુંબઈથી એક સગાને સથવારે મંગાવેલી એ ચોપડીએ જ પુત્રને વહેલો વેર આણ્યો છે એ પોતે મનમાં જ સમજ્યા, અને મનમાં મલકાયા. એને વાંચતો જોઈ તેમને એના જ કામની એક વાત યાદ આવી: "અરે હા, નવલ, હું તો તને કેહતાં જ ભૂલું છ. જો તો, તારો કૈં કાગલ આવેલો છ, જો મ્હણે મૂકેલો છ ગોખલામાં, ગીતાજીના ગુટકાની અંદર."

૨

મેજ પર જ હતી તે એક નાની ચોપડી–ભાંડારકરની નવપ્રસિદ્ધ માર્ગોપદેશિકા–ઑર્ગેનનની પ્રસ્તાવનાને પાને નિશાન તરીકે મૂકી નવલરામ બેકનની અસર હેઠળ ગંભીર વદને ઊઠ્યા, કાગળ લીધો અને અક્ષર ઓળખતાં સસ્મિત બોલ્યા "રિકમંડસાહેબનો છે. સર્ટિફિકેટ હોસે."

"આવી બી ગયું? કેટલા નિયમસર એ લોક છે. હજી તો પરમ દહાડે મેં હાટકેશ્વર જતાં તારો કાગલ નાખેલો જો."

"તે બાપાજી, ભરૂચ તો બીજે જ દહાડે પહોંચે કની?"

"તે જ કહું છ ની કે એ લોક કેવા કાલજીવાલા કે ઉપકારનું કામ બી વલતી જ ટપાલે કરવાના. સ્વારથ હોય તે તો જાણે સમજ્યા કે દુનિયામાં એવું કામ તો સૌ જ જલદી કરે છ." પછી, બારી આગળ ઊભા રહી પત્ર ને પ્રમાણપત્ર વાંચતા નવલરામને: "ઊભો

છ શું કરવા? બેસની અહીં." પાટિયા પર તેમણે ખસીને કરેલી જગ્યાએ નવલરામ બેસે છે તેને: "કહે તો, શું લખે છ? અમે લોક તો અંગરેજી સીખ્યા પાખી શ્હું વાંચવાના સાહેબલોકના કાગલ?"

"નહિ શીખ્યા તો શું થયું? હું છું કેની?" એટલું કહી નવલરામ નર્મદાનો પુલ બાંધતા યુરોપિયન ઈજનેર મિ. રિકમંડના પત્રોનો સાર સાહેબ પ્રત્યે આભારમુગ્ધ બનેલા પિતાને કહે છે: નર્મદાના ગંજાવર પુલનું કામ અમો ઇજનેરોની બુદ્ધિની આકરી કસોટી કરે છે; તેના થાંભલાની પાણીનું દબાણ ખમવાની શક્તિ સંબન્ધી જે કેટલીક ગણતરી થાંભલાના વ્યાસ તથા પાણીના કલાક-વાર વેગને આધારે કરવાની અમને જરૂર પડી હતી તેમાં સૂરતની સરકારી હાઈસ્કૂલના જુવાન ઉત્સાહી અને વિચક્ષણ શિક્ષક નવલરામ લક્ષ્મીરામ પંડ્યાએ અમને જે સંગીન મદદ કરી છે તેની કદરશનાસી તરીકે તેમને આ પ્રમાણપત્ર આપતાં મને ઘણો આનન્દ થાય છે એમ પ્રમાણપત્રમાં હતું. પત્રમાં લખ્યું હતું કે મેં જે એમ ઇચ્છા દર્શાવેલી કે ગણિતશાસ્ત્રની અમારી ગૂંચો ઉકેલવામાં તમે આપેલા સહકારની જરાતરા કદર તરીકે હું તમારા ઉપરીને તમારી બઢતી માટે ભલામણ કરું, તે ઇચ્છાનો તમે આભારપૂર્વક અસ્વીકાર કર્યો તેથી મને ઘણું આશ્ચર્ય થયું છે; અને ખરું કહું તો એક રીતે ખુશી પણ થાય છે. તમે આ બાબતમાં દાખવેલું શુદ્ધભાવીપણું અને ટેક દેશીઓમાં ક્વચિત જ જોવામાં આવે છે એમ કહું તો માફ કરશોને? એ કથનમાં તમારા દેશભાઈઓ પ્રત્યે ટીકાભાવ છે તેના કરતાં વધારે અંશે તો તેઓ તમારા આ સરસ દાખલા પરથી ધડો લે એવી મારી મનીષા છે તેની ખાતરી આપું છું.

"પણ નવલ" અહીં લક્ષ્મીરામજીને એક મોટી છીંક આવી; "સાહેબ તો એમ લખે" ધોતિયાની પાટલીના છેડાથી નાક લૂછતાં તેમણે ઉમેર્યું "એમાં એમની ખાનદાની છે. પણ મને તો હજુ બી લાગે છ કે તક ઉતી તો આમે ને તેમે એમને ભલામણ લખી

મોકલવાની હા લખી હોતે તો હમણાં હેંસી થયા તે સો જ થઈ જતે હો."

"થસે બાપાજી" નવલરામ પત્ર ચોથી કે પાંચમી વાર વાંચતાં બોલ્યા, "એ બી થસે, પરમાત્માની કૃપાથી. આપણે તો એ રખાવે ત્હાં લગી ટેક રાખે જવો એને જ હું તો સૌથી મોટી કમાણી સમજું છ."

ડોસા કૈં બોલ્યા વગર હીંચકેથી ઊઠી નીચે નાહવા ગયા અને હૃદયે અનુભવાતી સાત્ત્વિકતામાં જ લીન નવલરામ, હાથોને જાણે યંત્રવત એનું કામ કરવા દેતા હોય તેમ કાગળો પરબીડિયામાં મૂકી, મેજ પાસે જઈને એ તેમાંના એક સાબુના બાકસમાં રખાતા પત્રો ભેગું સંભાળથી મૂક્યું.

વળતી ક્ષણે એમનું ઑર્ગેનન વંચાતું પણ થઈ ગયું હતું :

Yet they themselves–'થે' એટલે કોણ? હાં પેલા 'મોર એન્શ્યંટ ગ્રીક્સ'; જે લોકના ગ્રન્થો છેક નાશ પામ્યા છ તે–yet they themselves, by only employing the power of the understanding, have not adopted a fixed rule, but have laid their whole stress upon intense meditation, and a continual exercise and perpetual agitation of the mind.

... એમ જ હોયની? નીમથી બંધઈ જવું વિચારકને પરવડે જ સ્હાનું? તેની બુદ્ધિ તો ધ્યાનધર ને તો બી જાગ્રત ને જાગ્રત હોય તેવી જ હોય ત્હારે જ એ સમતોલ રેહ. ત્હારે જ એને ગ્રન્થના ઊંડાણમાં રહ્યું સત્ય બરાબર મલે. સારો ગ્રન્થવિવેચક પણ એ વિના તે કેમ કરી બનવાનો? ... ... ...

૩.

નવલરામને મોડી આવનારી ઊંઘ પણ એ રાત્રે વધારે મોડી આવી. રોજ એવું થતું કેમ કે વાંચ્યા કરતા; આજે આવું બન્યું

કેમ કે વિચાર્યા કર્યું.

હોંસીલા, સાહિત્યરત જ નહિ–સાહિત્યસેવેચ્છુ પણ હોય તેવા એ શક્તિશાળી યુવાન શિક્ષકમાં આત્મભાન પ્રગટવા માંડયું હતું; પોતાના ગુણો એક ત્રાહિત પણ અભિજાત ગુણજ્ઞનું પૂજાસ્થાન બન્યા છે એ જ્ઞાને તેના હૃદયમાં ઉત્સાહની ભરતી આણી હતી. એવી ક્ષણે ભવિષ્યના વિચાર બળવાન હોય છે પણ ભૂતકાળના તો અધિક બળવાન; વિશેષે કરી, ચંચળ પ્રકૃતિના જીવને. આ સુભગ જીવ પણ હજી ચાંચલ્યપ્રધાન હતો. આજને દિવસે અન્તર્મુખ બનવું તેને માટે અનિવાર્ય, એટલે સૂઈ જવા કરતાં ગતજીવનને સ્વાદે સ્વાદે પુનર્જીવવું તેને વધારે ગમ્યું. જેમાં અસલ કાપડ કરતાં આગન્તુક થીગડાં વધારે હતાં તે ઓછાડ પર, ઝળીને કેટલીક જગ્યાએ જાળીદાર બનેલ ઓઢેલા બેવડા ધોતિયા હેઠળ, એના એકવડા દેહે તો કલાકો સુધી પાસાં ફેરવ્યાં પણ ચિત્તે કલ્પનાભોમે સાનન્દ વિચર્યા કર્યું ... ... ...

ત્હારે આપણામાં બી કૈંક છે ખરું. અભિમાન આવી જાય એ તો નહિ બનવું જોઈએ, પણ સાહેબને જવાબ મોકલ્યો ત્હારનું મને લાગ્યા કરતું'તું કે મારી કરેલી ગણતરીઓ ચોક્કસ છે અને તે એમને કામ લાગવાની જ. સાહેબ ખુશ થાય તો ભલામણ કરાવાય એવા ખ્યાલો તો એ વખતે મને પણ કહાં નહોતા આવેલા? પણ મેં એને મનમાં ટકવા દીધા નહિ. મારી જોડે સ્કૂલમાં ધીરજરામ છે તે તો આવું હોય ત્હાં કૂદી જ પડે; પણ મને થયું કે આવી મુકાબલે નાની વાતમાંથી મોટો લાભ ખેંચવાની ટેવ જ ખોટી. એમ ને એમ ચાલવા દઈએ તો પછી આપણે આપણી મેળે સ્હેજે કરવાના ને કી'દા'ડે? ... ... ...

મને નોકરી કરતાં કેટલાં વરસ થયાં? અગિયારેક થયાં હોસે. દસ તો પૂરાં જ. તેપ્પનની સાલ આખરે મેટ્રિકમાં આવેલો તે થોડા મહિનામાં છોડી. મને તો મન ઉતું મુંબઈ જઈ કવિ નરબદાશંકર ને

એ લોકની જેમ કૉલેજમાં ભણવા ને સુધારામાં આગળ પડવા. પણ દોઢિયાં ક્હાંથી કહાડવાં? ઊલટું, બાપાજીએ તો મૅટ્રિકમાં ગયો ત્હારથી કેહવા માંડેલું કે "દીકરા, હવે વહેલો વહેલો રસ્તાસર થઈ જાય તો સ્હારું. મને બી પિસ્તાલીસ તો થયાં. હવે હું સ્હારી રીતે કામ તો દહકો કરી સકવાનો. ત્હાં સુધીમાં તું બરાબર રળતો કમાતો થઈ જાય તો ઘરડાપામાં મારી આંખ તને સુખી જોઈ કેવી ઠરે જો!"

એટલે છૂટકો જ કહાં ઉતો? મન વાળ્યું કે એમણે છેક ટૂંકી આવકમાંથી પણ આટલું ભણાવ્યો છ તો હવે મારી મેળે આગળ અભ્યાસ કરીસ ને પ્રભુકૃપા તો મારે થવું છ તેવો ગ્રન્થકાર બી થઇસ.

એમ મનથી ગાંઠ વાલી આપણે તો બન્યા સરકારી હાઈસ્કૂલમાં જ નવમા આસિસ્ટંટ. પગાર તો દૂસનો જ, પણ તેવારે એટલા સું ખોટા ઉતા? એટલા લેવા માંડ્યા ત્હારે આજે હેંસી મલેછ ની? એ વાતને આજકાલ કરતાં દસકો તો થયો. બધો વખત હૈં જ વતનમાં—વચ્ચે આઠ કે નઉ મહિના ડીસે ગયલો એટલું માફ.

ડીસામાં કેવી મજા ઉતી? કાંપમાં રેહવાનું. તદ્દન ખુલ્લી મજેની હવા.: મકાન તો સરકારી મળેલું. કામચલાઉ તો પણ હેડમાસ્તર ખરો કેની? એ વારે સાઠ મલતા. તીસમાં ઘર ચલાવતો, પંદર હૈં મોકલતો ને પંદરપંદર બચાવતો. બચાવ્યા પાખી થોડું જ ચાલે છ? હજુ તો છોકરાંને ભણાવવાનાં, એ લોકના બધા વહેવાર કરવા પડસે—ઇચ્છા ડીસામાં પાંચ વરસની ને? હવે તો તીજી ભણે છ!—ને કોઈ દાહાડો મારી બી બાપાજીની થવા માંડી છ તેવી અવસ્થા થસે જ તો ... ... ...

. . . .

૪

ઘડિયાળમાં ટકોરો થયો. એનો ટણકાર તો સેકંડો સુધી લંબાયો—માણેકચંદદાદાનો એ સ્મરણાવશેષ હજી સારું કામ આપતો—

પણ સંસ્મરણોની લેહમાં પડેલા તેમ ભવિષ્યના પણ ઘાટ ઘડતા જુવાનના મગજ સુધી એ પૂરો પહોંચ્યો ય નહિ. મનમાં ઊઠયે જતા તરંગોના બળે એના વિચારવહેણને અટકાવ્યું નહિ – ફક્ત, દિશા બદલી.

તેણે હવે ગ્રન્થકાર બનવાનો પોતાનો પહેલો પ્રયત્ન સંભાર્યો. ત્રણ જ વરસ પરની વાત. બાસઠના સપ્ટેમ્બરની એક સવાર; ચોમાસું ખરું પણ ઉઘાડના દિવસો; હવા ખુશનુમા; પોતે કતાર-ગામની સડકેથી ફરીને પાછા આવતા હતા; દરિયામહેલ નજીક આવતાં, પગલાં એમાંની એંડ્રુસ લાઇબ્રેરી ભણી જાણે એની મેળે જ વળેલાં; ત્યાંના ટેબલ પરનું તાજું જ 'રાસ્ત ગોફ્તાર'; પાનાં ફેરવતાં નજર છેવટનાં પાનાંમાંના એકના મથાળે જ છપાયલી નાની જાહેરાત પર પડી; મુંબઈના 'એક ગરહસ્થની બાએસથી' બાસ્સુ અહડીસો રૂપિયાનું ઇનામ આશરે એટલાં જ પાનાંની લંબાઈની કવિતા—ચન્દ્રાવળામાં કે ઓખાહરણના રાગમાં—રચવા માટે જાહેર થયું હતું; વિષય, જાણીતો મહારાજ લાયબલ કેસ; એના છપાયલા ગુજરાતી રિપોર્ટનો આધાર જ મુખ્યત્વે લેવાનો હતો; લખાણ ત્રેસઠની સાલના—વળતા વર્ષના—માર્ચની પંદરમી સુધીમાં મુંબઈના દફતર આશકારા પ્રેસમાં મિ. બહેરામજી ફરદુનજીને પહોંચતું કરવાનું હતું; અને ઉપલું ઇનામ એવો કવિતામાં 'નીબંધ' સૌથી સરસ રચનારને મળવાનું હતું.

એ વાત જાણ્યા પછીના છ માસ પોતે કેટલા ઉત્સાહભર્યા ગાળ્યા હતા. સવારે ઉઠાય જરા મોડું, પણ પરવારીને તુર્ત અખા ભગતની પોતાને પ્રિય થવા માંડેલી વેદાન્તી કવિતા વંચાતી; એવામાં જ બહાર પડેલા દલપતરામના 'કાવ્યદોહન'નો ઉપયોગ તેને માટે થતો.' એ સવારે. બપોરે નિશાળમાં—હવે તો પોતે નવમા આસિસ્ટંટને પદેથી ચોથાના પદ સુધી પણ આવી પહોંચેલા ને ?—ત્યાંનું કામ કાહુ કાહુ કરતા છોકરા વચ્ચે ઠેઠ પાંચ સુધી. સાંજે વાંચવાનું લાઇબ્રેરીમાં જઈને.

ત્યાં ટેબલ પરનાં છાપાં–ચોપાનિયાં તો ઉપલક જોઈ લેવાનાં. બાકી તો ત્યાં જ બેસી મહારાજ લાયબલ કેસનો પેલો રિપોર્ટ–પોતે મેમ્બર નહિ તેથી–લાઈબ્રેરિયનની મહેરબાનીથી વંચાતો ને રાતના જમ્યા પછી છેક મોડે સુધી એ વિષયની ઇનામી કવિતા, ગાતાં એ પૂરી બેસે ન બેસે તો પણ, ચન્દ્રાવળામાં રચાતી હતી.

પોતે કેટલી અપાર મહેનત લીધેલી તેની પર, કોઈ વાર તો અઢી-ત્રણ કલાકની મહેનતે લખાયલી ત્રીસ–પાંત્રીસ લીટી નકામી જતી ને કોઈ વાર દસ જ લખાતી–પણ સારી. એમ છ મહિને એ અઢીસો પાનાં પૂરાં લખાઈને મુંબઈ મોકલાયાં હતાં.

૫

સંસ્મરણો એમ તાજાં કર્યા પછીના વળતા દિવસની સવાર. સાડાનવનો સુમાર થયો હશે. તુર્તના જ ઊઠેલા નવલરામે–પિતા તો ગએલા પેઢી પર નોકરીએ–મણિગૌરીને ચા મૂકવા કહ્યું. એ જમાને સૂરતમાં કદીક જ પીવાતા એ પીણાનું વ્યસન તો ઘરમાં કોઈને નહોતું પણ પત્ની જાણતી હતી કે આજે પતિને તેની જરૂર છે. તેમણે ત્રણ–સાડાત્રણ સુધી પાસાં જ ફેરવ્યા કર્યાં હતાં એટલે અત્યારમાં માથું દુખતું જ હશે તો. ત્રણચાર વાર બોલાવ્યા ત્યારે જવાબ પણ એવા જ મળેલા ને. "ઉહું, કૈં નથી." "રહુઈ જા તું તારે." શરદી પણ કેટલી થઈ છે એમને અત્યારમાં ? ચા મસાલાની જ કરવાની.

નવલરામે ચા થઈ ને આવતાં સુધીમાં મેજ પાસે ગોઠવાઈ જઈ તેમાંથી બે બંડલ–સુતળીથી કાળજીપૂર્વક બાંધેલાં–કાઢ્યાં અને છોડવા માંડ્યાં હતાં: મોટામાં પોતે લખી મોકલેલા પત્રોની નકલો હતી ને નાનામાં સાત–આઠ વર્ષથી મૈત્રી સંબન્ધે સંકળાયલા કવિ નર્મદા-શંકર તથા બીજાના આવેલા પત્રો હતા. એ સામગ્રીમાંની ઘણીખરી લાયબલ-કેસ કવિનાનાં કડવાંમીઠાં સ્મરણો જગાવતી હતી. ... કવિનો કાગળ તો ઠીક જ છે: મારો ઉમંગ વધારે તેવો નહિ ને તોડે તેવો

બી નહિ. પણ મેં કેવા એ લોકને–કવિને તેમ કવિતાના પારેખોને પણ–ઊંચકેલા, મને અરધું જ ઇનામ આપવા એ સાહેબો નીકળ્યા ત્હારે ? ... ... ...

એ બધું દાસ્તાન થોડું બંચાયું ત્યાં ઇચ્છા સ્વચ્છ તાસકમાં, નાની રકાબીઓ પાછી પ્યાલા પર ઢાંકેલી તેવા બે ચાના પ્યાલા લાવી. પિતાએ બંને એક સાથે ખોલી નાંખ્યા તે જરા વાર જોઈ રહી પુત્રી મૂંગી મૂંગી નીચે ચાલી ગઈ. સૂરતની ભૂમિમાંથી સ્મરણ-ભૂમિમાં ખોવાઈ ગએલા ઊગતા સાક્ષર–કવિએ પહેલો પ્યાલો ધીમે ધીમે પીધો–બારીમાંથી દેખાતા આકાશે જતી આવતી આંખોએ; પછી બીજો એકદમ ગટગટાવી ગયા ને તુર્ત પાછો કવિવાળો પત્ર હાથમાં લીધો ને આત્મગુંજન આદર્યું:

"બડા પક્કા છેની નરબદાશંકર પણ ? જાણે છે કે એમને જ મેં કવિતાની નવી શાળાના આચાર્ય માન્યા છ ને તો બી અંજાણ્યા થઇ પૂછે છ કે એવો તે કોણ છે જેને તમે છેક જ છાપરે ચડાવો છ.... ... ...વળી અર્પણ બાબતમાં કહે છઃ 'ગોદરે લેંસ ને ઘેર ઝડકા તેમ શું કરો છ ?' એટલે કે એ વેળા તો હજી હરીફાઈ શરૂ જ થયલી ત્હાં વલી એ મહારાજ કેસની કવિતાનું અર્પણ કોને કરું એનો વિચાર સ્હાનો કરવાનો ? વાત બી ખરી. ... પછી તો એ કૈં રહ્યું જ કહાં ? પરિણામમાં પરીક્ષકોએ મને જાણે અરધો જ પાસ કીધો ને આપણે કહાં કમ ઉતા કે એવું અપમાન વેઠી લઈએ. કેહ્યું કે જાઓ તમો લોકોની એવી સ્હવાસ્હો રૂપરડી તો જોઇતી નથી. એટલા પૈસા કામ ઘણા લાગતે એ તો ખરું જઃ મણિને નવી સોનાની સાંકળીનું મન ઉતું, તે ઇચ્છા માટે છડાનું કહેતી'તી; ફીકાનો તો તેવારે જનમ નહિ, બાકી તો એનાં બી સરસ કપડાં કરાવતે. બાપાજીને કૈં રકમ સાચવવા આપતે ને મારે બી નવી ચોપડીઓ જાત–અભ્યાસ માટે કેટલીક લેવાની ઉતીસ્તો. એ છેક હમણાં બીજાં બે વરસે લેવાઈઃ એકન, નવી નીકળેલી 'માર્ગોપદેશિકા' ને

ત્યાં ટેબલ પરનાં છાપાં–ચોપાનિયાં તો ઉપલક જોઈ લેવાનાં. બાકી તો ત્યાં જ બેસી મહારાજ લાયબલ કેસનો પેલો રિપોર્ટ–પોતે મેમ્બર નહિ તેથી–લાઈબ્રેરિયનની મહેરબાનીથી વંચાતો ને રાતના જમ્યા પછી છેક મોડે સુધી એ વિષયની ઇનામી કવિતા, ગાતાં એ પૂરી બેસે ન બેસે તો પણ, ચન્દ્રાવળામાં રચાતી હતી.

પોતે કેટલી અપાર મહેનત લીધેલી તેની પર, કોઈ વાર તો અઢી-ત્રણ કલાકની મહેનતે લખાયલી ત્રીસ–પાંત્રીસ લીટી નકામી જતી ને કોઈ વાર દસ જ લખાતી–પણ સારી. એમ છ મહિને એ અઢીસો પાનાં પૂરાં લખાઈને મુંબઈ મોકલાયાં હતાં.

૫

સંસ્મરણો એમ તાજાં કર્યાં પછીના વળતા દિવસની સવાર. સાડાનવનો સુમાર થયો હશે. તુર્તના જ ઊઠેલા નવલરામે–પિતા તો ગએલા પેઢી પર નોકરીએ–મણિગૌરીને ચા મૂકવા કહ્યું. એ જમાને સૂરતમાં કદીક જ પીવાતા એ પીણાનું વ્યસન તો ઘરમાં કોઈને નહોતું પણ પત્ની જાણતી હતી કે આજે પતિને તેની જરૂર છે. તેમણે ત્રણ–સાડાત્રણ સુધી પાસાં જ ફેરવ્યા કર્યાં હતાં એટલે અત્યારમાં માથું દુખતું જ હશે તો. ત્રણચાર વાર બોલાવ્યા ત્યારે જવાબ પણ એવા જ મળેલા ને. "ઊહું, કૈં નથી." "રહું જ તું તારે." શરદી પણ કેટલી થઈ છે એમને અત્યારમાં ? ચા મસાલાની જ કરવાની.

નવલરામે ચા થઈને આવતાં સુધીમાં મેજ પાસે ગોઠવાઈ જઈ તેમાંથી બે બંડલ–સુતળીથી કાળજીપૂર્વક બાંધેલાં–કાઢ્યાં અને છોડવા માંડ્યાં હતાં: મોટામાં પોતે લખી મોકલેલા પત્રોની નકલો હતી ને નાનામાં સાત–આઠ વર્ષથી મૈત્રી સંબન્ધે સંકળાયલા કવિ નર્મદા-શંકર તથા બીજાના આવેલા પત્રો હતા. એ સામગ્રીમાંની ઘણીખરી લાયબલ-કેસ કવિતાનાં કડવાંમીઠાં સ્મરણો જગાવતી હતી. ... કવિનો કાગળ તો ઠીક જ છે: મારો ઉમંગ વધારે તેવો નહિ ને તોડે તેવો

બી નહિ. પણ મેં કેવા એ લોકને–કવિને તેમ કવિતાના પારેખોને પણ–ઊંચકેલા, મને અરધું જ ઇનામ આપવા એ સાહેબો નીકળ્યા ત્હારે ? ... ... ...

એ બધું દાસ્તાન થોડું બંચાયું ત્યાં ઇચ્છા સ્વચ્છ તાસકમાં, નાની રકાબીઓ પાછી પ્યાલા પર ઢાંકેલી તેવા બે ચાના પ્યાલા લાવી. પિતાએ બંને એક સાથે ખોલી નાંખ્યા તે જરા વાર જોઈ રહી પુત્રી મૂંગી મૂંગી નીચે ચાલી ગઈ. સૂરતની ભૂમિમાંથી સ્મરણ-ભૂમિમાં ખોવાઈ ગએલા ઊગતા સાક્ષર–કવિએ પહેલો પ્યાલો ધીમે ધીમે પીધો–બારીમાંથી દેખાતા આકાશે જતી આવતી આંખોએ; પછી બીજો એકદમ ગટગટાવી ગયા ને તુર્ત પાછો કવિવાળો પત્ર હાથમાં લીધો ને આત્મગુંજન આદર્યું:

"બડા પક્કા છેની નરબદાશંકર પણ ? જાણે છે કે એમને જ મેં કવિતાની નવી શાળાના આચાર્ય માન્યા છ ને તો બી અંજાણ્યા થઇ પૂછે છ કે એવો તે કોણ છે જેને તમે છેક જ છાપરે ચડાવો છ.... ... ...વળી અર્પણ બાબતમાં કહે છ: 'ગોંદરે ભેંસ ને ઘેર ઝડકા તેમ શું કરો છ ?' એટલે કે એ વેળા તો હજી હરીફાઈ શરૂ જ થયલી ત્હાં વલી એ મહારાજ કેસની કવિતાનું અર્પણ કોને કરું એનો વિચાર સ્હાનો કરવાનો ? વાત બી ખરી. ... પછી તો એ કૈં રહ્યું જ કહાં ? પરિણામમાં પરીક્ષકોએ મને જાણે અરધો જ પાસ કીધો ને આપણે કહાં કમ ઉતા કે એવું અપમાન વેઠી લઇએ. કેહ્યું કે જાઓ તમો લોકોની એવી સ્હવાસ્હો રૂપરડી તો જોઇતી નથી. એટલા પૈસા કામ ઘણા લાગતે એ તો ખરું જ: મણિને નવી સોનાની સાંકળીનું મન ઉતું, તે ઇચ્છા માટે છડાનું કહેતી'તી; કીકાનો તો તેવારે જનમ નહિ, બાકી તો એનાં બી સરસ કપડાં કરાવતે. બાપાજીને કૈં રકમ સાચવવા આપતે ને મારે બી નવી ચોપડીઓ જાત–અભ્યાસ માટે કેટલીક લેવાની ઉતીસ્તો: એ છેક હમણાં બીજાં બે વરસે લેવાઈ: એકન, નવી નીકળેલી 'માર્ગોપદેશિકા' ને

બીજાં એતણ ... ... એ બધા એ વેળાના મારા મનસૂબાઃ કવિતા મોકલી હારતા ... પણ ટેક કોણ ગુમાવે? મને તો ખાતરી છે કે દલપતરામનો જે કોઈ શિષ્ય મારો હરીફ હોસે તે જેને બાકીનું અરધું ઈનામ જવાનું હોસે, તેણે લાગવગ બહુ પહોંચાડેલી, વગનું જોર છે એમ કવિજ લખે છ ની? પેલા દલપતશિષ્યે કવિતા અધવચ્ચ છોડેલી એમ બી પહેલાં તો થયું જ હોસે, કવિના લખવા મુજબ. પણ પછી એને કોઇક ઉસકેર્યો હોવો જોઇએ. હોસે કોણ? કોઈ જાણીતો ભાયગે જ. હવે તો મને પણ એ મારું લખાણ કૈં એટલું મજેનું નથી લાગતું–પણ એ જુદી વાત છે. એમ તો વખત જાય તેમ તેમ મનની ખીલવટ થયા પાખી થોડી જ રેહ છ? એ વખતે જેનો ખ્યાલ પણ નહિ તે 'વીરમતી'-નાટકનું ખોખું તો થઈ બી ગયું છ; એ લખાઈ રહેશે હારે ... ... ...

"મકુંજે હાંભળો છ કે?" નીચેથી ચોકમાંથી અવાજ આવ્યો. "ઈસ્કોલનો ટાઇમ થવા આઈવો. હવે નાહસો ની?"

"હા હા, પાણી કાહડોની." કાગળિયાં સમેટતાં જવાબ અપાયો ને ઘડિયાળ જોવાયું: "સહાડાદસ થવા બી આઇવા. જરા વેહલું કહ્યું હોતે તો?"

## પ્રકરણ ત્રીજું

### ૧

૧૮૬૬ના ડિસેંબરની બાવીસમીએ નર્મદના સરસ્વતીમંદિરના વિશાળ ખંડમાં, એ નવા ઘરમાં કવિએ તુર્તની વસાવેલી નવીનક્કોર ભાતીગળ લીલી જાજમ પર તે પોતે ભીંતને અઢેલીને તકિયે બેઠા છે. બાજુમાં બીજા તકિયાને જમણી બગલમાં દબાવતા, કવિ તરફ મોં કરી બેઠેલા નવલરામ છે.

સમય મોડી સાંજનો. વિજયાશંકર અને મધુવચરામ હમણાં જ ગયા એટલે ભર્યે અંગારે બળતી સઘડીએ તાપતા આ બે જ મિત્રો સાંજની સાહિત્યચર્ચાને પ્રસંગે, (નર્મદે જ કહેલું તેમ)—'અવકાશતરંગ' એટલે જેમ નવરાશે તેમ—મનરૂપી આકાશમાં ઊઠેલા તરંગોનો વિશેષ લહાવો લેતા હોય છે.

નવલરામ: "આજનો વિષય તો મજેનો ખીલ્યો, નહિ કવિ ?"

કવિ: "હું તો હા જ કહુંની ? મારી કવિતાની ચર્ચા મને નહિ તો કોને ગમવાની ? હું તો (આંખ ઝીણી કરી) તમારા નંદસંકર કેટલાકને મોંએ બોલી ગયલા તેમ ભારી અભિમાની બી ખરેને ?"

નવલરામના મુખનો રંગ જરા બદલાય છે. એમને માઠું લાગ્યું છે. એવે ચહેરે ને ગંભીર સાદે—

નવલરામ: "કવિ, તમે ધારતા હસો તેવું કૈં મારા મનમાં એમને માટે હેત ઊભરાતું નથી હોં."

કવિ: "તેથીસ્તો હજી હમણાં જ બહાર પડી એ તેની વારતાથી તમે મોહ પામી ગયા છ ને ?"

નવલરામ: "એમ નહિ—"

કવિ: "હવે નહિ ને સહી. હું તમને કહું છ, નવલરામ ! કે એ તો ટૉડ ને ફાર્બસ હોય નહિ, રસલસાહેબ હોય નહિ, ને 'કરણ-ઘેલો' લખાય નહિ."

નવલરામ : "એ વાત પછી કરીએ. પણ હું તો એ કહેતો–'તો કે ગયે વરસે હેંની નવી સ્થપાયલી ટ્રેનિંગ કાલેજના હેડમાસ્તર બનવા મારો હરેક રીતે હક છતાં નંદશંકર પ્રભુ જાણે કેમ કરી ફાવી ગયા એ મને બિલકુલ ગમ્યું નથી."

કવિ : "એ તો સાનું ગમે ? તમારો હક બધી રીતે વધારે હતો એમ તો હું બી કબૂલ કરું છ. હક સરકારી નોકર તરીકે ગમે તેનો હો, પણ મને તો એમ થાય છ કે આપણે ત્હાં રાજકર્તા વિદ્યાને ઉત્તેજન આપતાં ક્હારે સીખવાના ?"

નવલરામ : "તે જ તો મને લાગે છ. મેં ડિરેક્ટરને લખેલું કે એ જગા મળતાં પગાર સો રૂપિયાનો થઈ જાય; વળી લખેલું કે તમે મારા નાટકની પાંચસોએક નકલ રાખો તો મને જુવાન ગ્રંથકાર તરીકે ઉત્તેજન ઘણું મલે."

કવિ : "'વીરમતી' કે ?"

નવલરામ : "હા. પણ એને હાલ છપાવવું નથી. પહેલો વારો 'ભટના ભોપાળા'નો આવે. એ—"

કવિ : "જેમાં હાસ્યરસ છે એમ તમે કહો છ તે જ ? મને તો એમાં —"

નવલરામ : "અસંભવિતપણાનો દોષ દેખાય છ એમ જ કની ? પણ એ ચર્ચા તો આપણે કરી લીધી છ. ને ત્હારે કહ્યું તે આજે ફરી કેહવું પડે છ કે કવિ, તમે હાસ્યરસનું શાસ્ત્ર સમજતા નથી."

આ સાંભળી નર્મદનો ચહેરો તંગ બને છે ને એ જોઈ—

નવલરામ : "તમે એમ ખોટું નહિ લગાડો, કવિ. કોઇ દાહડો હું એ આખાય વિષયની શાસ્ત્રીય ચર્ચા ઉપાડીશ અને આપણા લોકોમાંથી ને આપણા તેમ બીજા દેશોના હાસ્યરસના ગ્રન્થકારોમાંથી

કવિ : "એમ કે 'રાસમાલા'નો ઉપયોગ તો તમે બી 'વીર-મતી'માં કહાં નથી કીધો ? પણ 'કરણઘેલા'થી જુદી રીતે – ખૂબીથી ને જહાં ફેરફાર કરવાના ત્હાં તે કરીને."

નવલરામ (હસી પડતાં): "થેંક્યુ, કવિ; પણ મને તો નંદશંકરનું પુસ્તક એકંદરે ઘણું ગમ્યું છે. સ્થળો ને રીતભાત વર્ણવવાની તેમની શૈલી કેવી અદ્ભુત છે! ઠેકાણે ઠેકાણે સુવિચારો પણ વાંચનારના જ્ઞાનમાં સુધારો કરે તેવા છે."

કવિ : "હોસે. પણ તમે "મેકોલે બરાબર વાંચ્યો લાગતો નથી."

નવલરામ (કટાક્ષથી) : "તમારા જેવો તો નહિ જ. પણ નંદશંકરે વર્ણનશૈલી જેવી બાબતમાં તેનું અનુકરણ કરવામાં કંઈ ખોટું નથી કીધું એમ મને તો લાગે છ. બીજું, કાલે જ વિજયાશંકર મારે ત્હાં આવ્યા ત્હારે વાત નીકળતાં તે કહેતા હતા તેમ નંદશંકરે સૂરતના ભૂતપ્રેતના વેહમ ને હૈંની આગોનાં સાંભળેલાં વર્ણન ચોપડીમાં વાપર્યાં તે બી કોઈ પણ સારો ગ્રન્થકાર કરી જ સકે."

કવિ : "ત્યારે તમે તો મોહિત થઈ ગયા છો હવે, એમનાથી."

નવલરામ (દુભાઈને) : "કહો એમ કહેવું હોય તો. બાકી એમની વાર્તામાં મને કેટલુંક તાલમેલિયું બી દેખાયું છ ને એક બે જગાએ વેદાંતનો સિદ્ધાંત પ્રગટ કરવામાં પણ સજડ ભૂલ ખાધી છ એમ માનું છ."

કવિ (કૈંક સંતોષથી) : "એટલું વળી સમજતા હો તો સારું છે."

નવલરામ (ઉત્સાહથી) : "ખાલી સમજતા જ સાનું ? ખુલ્લી રીતે લખવાનો બી. તે કાલેજવાળી મારી જગા લઈ ગયા તેથી જેમ એમની સામે મારાથી ખાર રખાય નહિ, તેમ એમની ચઢતી પદવીથી અંજાઇ જઈ પુસ્તકના દોષ વિવેકથી ખુલ્લા પાડવા નહિ એ આપણી જાહેર ફરજને ભૂલી જવા સરખું છે એમ મને લાગે છ ને એ બધું લખવાનો પણ ખરો."

કવિ : "કહાં લખસો ?"

નવલરામ : "'ગુજરાત–મિત્ર'માં જ તો. દિનશાજીએ ચોપડી દીઠી ને તુરત મને મારી સાથેના ધીરજરામ જોડે કહાવેલું. આ નાતાલની રજાઓમાં જ એ વાર્તા ફરીથી વાંચી જવાનો છું. લખાશે તો આગળ ઉપર. હમણાં હજી (કૈંક ધેરા સાદે) મારું મન બીજી બાબતોથી ડહોળાયલું રેહ છ."

નર્મદ આ સાંભળી રહે છે. થોડી વાર બંને મૌન સેવે છે. નવલરામે વાતચીત દરમ્યાન તકિયો ખોળામાં લઈ હાથ તેની પર દાબેલા તે હવે તકિયો તો એમ જ રાખી, મોઢું જમણી હથેળીમાં ટેકવી, નજર ડાબે હાથે આવેલી દૂરની જાળીમાંથી બહાર ફેરવવા યત્ન કરે છે.

કવિ (ભાવભર્યા પણ સ્થિર સ્વરે) : "એ તો ચાલ્યા કરે, મારા નવલ! ... તમે કહાં નથી જાણતા કે મનમાં વેદાંતજ્ઞાન ને પ્રપંચરણમાં જોદ્ધાપણું એમ જે વર્તે તે જ જગતમાં ખરું સુખ ભોગવે."

નવલરામ (એવા જ સ્નેહથી) : "ખરી વાત."

૨

નહિ આસ્તે કદમ ને નહિ ઝડપી કદમ, એવી ચાલે ચાલતાં નવલરામે આમલીરાનથી ભાગાતળાવનો રસ્તો લીધો.

રસ્તે શેરીઓ અંધારે છવાયલી હતી. વચ્ચે વચ્ચે અજવાળાની ચિમુકલી છાલક મારી હોય તેવો ધાસલેટી ફાનસનો પ્રકાશ લાંબે છેટે રાહત આપતો હતો. વળી રાત શિયાળાની અને નવનો અમલ થએલો એટલે રસ્તે જતું આવતું કોઈક જ દેખાતું, અદબ વાળેલું ને મોઢેથી સિસકારી બોલાવતું.

ટાઢ એટલી બધી નવલરામને પણ વાતી હોત પણ તેમને માથે ભારે ને મોટી, હૂંફ આપતી પાઘડી હતી ને ડીલને જાડા ગરમ ડગલાનું રક્ષણ હતું; એટલે–દેહે તો દૂબળા છતાં–એના વડે ભરબદન લાગતા, એનાં બે બાજુનાં કોથળી–ખીસાંમાં દબાવેલા હાથે પણ વગરસિસકારીએ તે ઘર ભણીનો માર્ગ કાપ્યે જતા હતા. એમના

પગ માર્ગ કાપતા હતા તો મન કાળ કાપતું હતું–આ ને આ જ નર્મદાશંકરની સાથેનો પોતાનો ભૂતકાળ તાજો કરવામાં તથા એની સાથે જોડાયલા કે નહિ તેવા બીજા ભિન્ન બનાવોને કલ્પનાબળે સજીવન કર્યે જવામાં રોકાયલું હતું.

ક્યાં એ દિવસોના કવિ ને ક્યાં આજના. પોતાની પર તે એ વખતે પણ ભાવ તો ઘણો રાખતા–ત્રેસઠચોસઠમાં; લાયબલ કેસની કવિતાવાળા બનાવ વખતે તેણે ઠપકો આપેલો તે પણ મિઠાશ-થી કે હજી તમારી કવિતાને ઇનામ તો મળવા દો, અર્પણ કોને કરવું તેની ઉતાવળ શી, ગોંદરે ભેંસ ને ઘેર ઝડકો જેવું આ શું માંડ્યું છે? વગેરે લખેલું. પણ નવાઈની વાત તો ખરીજને, કે કવિ જેવા સુધારકને એ વિષય નીરસ લાગ્યો ને એની પાછળ રોકાયલા વખતને બગડેલો ગણ્યો.

એ દિવસો વહી ગયા. પોતે એ કવિતા છપાવત–હજી વખતે છપાવશે. એ શું છેક જ ફિક્કી છે? અન્ત કેવો મજાનો..."વેદાન્ત, ખરે! છે બન્ધુ રે." "બ્રહ્મજ્ઞાનવિલાસમાં રાચો રે." ... પણ વેદાન્ત કોઈ વાર વિષવલ્લી પણ નીવડે છ, અને કોઇ વાર તો સમજાતું જ નથી કે જૂઠા ફંદ તે માયાના કે વેદાંતજ્ઞાનના? કોણે દીઠો છ એ બ્રહ્મ નામનો તેજનો ગોળો?

એ કવિતા નાપાસ થઈને આવી ત્યારે પોતાને કેવો ક્રોધ ચઢેલો? કૈં યે કારણ વિના, 'માઈ ડીઅર નર્મદાશંકર' હતા તે 'મિસ્તર નર્મદાશંકર' થઈ ગયા–એની પરખ કરો એમ કહી પોતે તેમને એ મોકલી ત્યારે.

એ કાગળનો જવાબ કવિએ નહિ લખેલો, કોશ રચવાના ભારે કામમાં પડેલા તેથીસ્તો. કોશનું કામ પણ કેવું જબ્બર ઉપાડ્યું ને એકલે હાથે કર્યા જાય છે.

પણ સૌથી સરસ તો એમની કવિતા જ–જૂના બધા કવિઓ કરતાં ચઢે તેવી. કેમ કે પેલી જો સ્વાભાવિક તો આ ખરેખર શાસ્ત્રીય

છે ને ઘણા નવા વિષયો છેડે છે. પોતાને ઘણો અભિલાષ હતો—ને છે—કે આ નવી સ્કૂલની કવિતાના ઉદયની ને એની સુન્દરતાની સૌ પહેલી પરખ કરનાર પરીક્ષક હોવાનું માન લેવું. એ કામ યથાસ્થિત હવે તો થઈ શકશે. હમણાં થોડાંક અઠવાડિયાં પર જ એમની સમગ્ર નર્મકવિતા કેવી મોટા ચોપડા જેવી પણ આકર્ષક રૂપે બહાર પડી. એનું અર્પણ પણ કેટલું ખાનદાનીભર્યું ! શેરબજારમાં ભાંગેલા કરસનદાસ પૈસાની મદદ નહિ આપવાના એ કવિએ જાણ્યું તે જ દિવસે પોતે એમને ત્યાં ગએલા; તે બારીએ રાહ જોતા ઊભેલા; લ્હારે ઉદાસીમાં હતા; પૂછ્યું મને ખિન્ન અવાજે "તમે કાંઈ જાણો છો ? કરસનદાસ ભાગ્યા !" ખબર એ જ દહાડે આવ્યાનું કહી, બોલ્યા: "જોયું યોગનું માહાત્મ્ય ? પુરુષપ્રયત્ન શું ચાલે ?" પછી મસલત થઈ. એ જ વખતે ત્યાં બધા છેલ્લા પ્રૂફનો વીંટો પડ્યો'તો, છપાયલાં ફારમ પણ આખા ગ્રન્થનાં થોકબંધ આવી ગયલાં; ને – કવિએ અર્પણ તો છેવટ ઘણા આત્મમંથન પછી પણ પોતાના વિપત્તિગ્રસ્ત મિત્ર કરસનદાસને જ કર્યું. ધન્ય છે કવિને. એ એના સરખાથી જ થાય.

૩

ઘર આવ્યું. સાડાનવ થવા આવ્યા હતા.

અડકાવેલું નીચું નાનું બારણું ખોલી નવલરામ દાખલ થયા. પિતા તો ઉપલે માળે સૂઈ ગયા હતા. પત્ની મણિગૌરી—પચીસ વર્ષની યુવતી—વાટ જોઈ જોઈ થાકી ઓસરીને હિંડોળે અર્ધનિદ્રિત સૂતી હતી. અવાજ થતાં તે જાગી, ઊઠી; પછી આંખો ચોળતાં, રસોડા ભણી જતાં જતાં, "મકુંજે, આજ તો કૈં બ્હૌ મોડું થયું."

"હા, કવિને ત્હાં ગયલો કની ? આજે તો અમારો અવકાશતરંગનો દિવસ."

"એ સ્હું વરી ?"

"અમારી પંડિતલોકની ગરબડસ્તો. દુનિયા કોણે ને કહારે બનાવી, કેમ ચાલે છ, એની ઉપર કોઈ વાર ઊતરી પડીએ તો કોઇ

વાર વળી કવિ ને કવિતાની જ વાતો. આજે તો આપણા જ કવિની કવિતાનો મુકાબલો કીધો બીજા મોટા કવિઓ જોડે."

વાત દરમ્યાન બંને રસોડામાં પહોંચ્યાં હતાં. પત્નીએ પીરસેલી ઘઉંની ભાખરી ને વેંગણબટાકાનું શાક, થોડીક સવારની વધેલી રસાદાર કતારગામની પાપડી–બધું નવલરામ સ્વાદથી જમ્યા. દૂધ આજે નહોતું. એના વિના હમણાં હમણાં કોઈક વાર ચલાવી લેવાનું બંને જણે રાખ્યું હતું. એમ કર્યા વિના છૂટકો જ ક્યાં હતો? બાપાજીએ અવસ્થાને કારણે નોકરી છોડી હતી; ઇચ્છા ને કીકો મોટાં થતાં જતાં હતાં; અને મણિગૌરી સગર્ભા હતી.

તેણે પતિની પછી જમીને બહાર આવી, તેમને સોપારી આપ્યું ને ઓરડામાં બાળકો સૂતેલાં ત્યાં પોતાની પથારી કરવા માંડી. નવલરામ વચલે માળે પોતાની મેડીએ ગયા–પણ, હજી સૂવા માટે નહિ: 'ભટનું ભોપાળું' પ્રેસમાં આપવાના દિવસો હતા તેથી તેની સાફ નકલ થોડી વાર સુધી કરવા; અને ત્યાર પછી, છ–આઠ માસ પર પ્રબળ બનેલું પણ હવે શાન્ત પડવા માંડેલું પોતાનું મનોમન્થન સંભારી–સંભારીને એ સ્મરણોની લિજ્જત મોડે સુધી માણવા ... ... ...

અઠવાડિયું રહીને પૂરી થશે તે આ છાસઠની સાલ એટલે પોતાનું ત્રીસમું વરસ. પણ આ કદી નહિ અનુભવેલી પ્રેમની પીડા તો ખરી રીતે ત્રણ વરસથી ઊભી થઈ છે–જો કે એ રીતે પણ મોડી, ઘણી મોડી ... (અંગત નોંધપોથીમાંથી વાંચે છે.) "લોક ન્હાની ઉમરે વિલાસી હોય છે અને મ્હોટા થતાં ગંભીર થાય છે; મ્હારે એથી ઉલટું થયું–વીસ વર્ષની વયે મ્હારું ચિત્ત પૂર્ણ વિરક્ત હતું–આજ વિલાસી થયું છે;"... ... ...

ઉતારો વાંચી રહે છે ત્યાં નીચે બારણાં ઊઘડવાનો ખડખડાટ થાય છે. એ સાંભળી વાંચનારના હૃદયની ગતિ વધે છે. તે પહેલાં સૂનમૂન બને છે ને પછી બારી બહાર તારાઓ નિહાળતો સ્વસ્થતા શોધે છે. ત્યાંથી વહેતી, કે, જરા રહી હેઠળનાં બારણાં બંધ થયાં

છે ને ઘણા નવા વિષયો છેડે છે. પોતાને ઘણો અભિલાષ હતો–ને છે–કે આ નવી સ્કૂલની કવિતાના ઉદયની ને એની સુન્દરતાની સૌ પહેલી પરખ કરનાર પરીક્ષક હોવાનું માન લેવું. એ કામ યથાસ્થિત હવે તો થઈ શકશે. હમણાં થોડાંક અઠવાડિયાં પર જ એમની સમગ્ર નર્મકવિતા કેવી મોટા ચોપડા જેવી પણ આકર્ષક રૂપે બહાર પડી. એનું અર્પણ પણ કેટલું ખાનદાનીભર્યું! શેરબજારમાં ભાંગેલા કરસનદાસ પૈસાની મદદ નહિ આપવાના એ કવિએ જાણ્યું તે જ દિવસે પોતે એમને ત્યાં ગએલા; તે બારીએ રાહ જોતા ઊભેલા; ભારે ઉદાસીમાં હતા; પૂછ્યું મને ખિન્ન અવાજે "તમે કાંઈ જાણો છો? કરસનદાસ ભાગ્યા!" ખબર એ જ દહાડે આવ્યાનું કહી, બોલ્યા: "જોયું યોગનું માહાત્મ્ય? પુરુષપ્રયત્ન શું ચાલે?" પછી મસલત થઈ. એ જ વખતે ત્યાં બધા છેલ્લા પ્રૂફનો વીંટો પડ્યો'તો, છપાયલાં ફારમ પણ આખા ગ્રન્થનાં થોકબંધ આવી ગયલાં; ને – કવિએ અર્પણ તો છેવટ ઘણા આત્મમંથન પછી પણ પોતાના વિપત્તિગ્રસ્ત મિત્ર કરસનદાસને જ કર્યું. ધન્ય છે કવિને. એ એના સરખાથી જ થાય.

૩

ઘર આવ્યું. સાડાનવ થવા આવ્યા હતા.

અડકાવેલું નીચું નાનું બારણું ખોલી નવલરામ દાખલ થયા. પિતા તો ઉપલે માળે સૂઈ ગયા હતા. પત્ની મણિગૌરી–પચીસ વર્ષની યુવતી–વાટ જોઈ જોઈ થાકી ઓસરીને હિંડોળે અર્ધનિદ્રિત સૂતી હતી. અવાજ થતાં તે જાગી, ઊઠી; પછી આંખો ચોળતાં, રસોડા ભણી જતાં જતાં, "મકુંજે, આજ' તો કૈં બ્હૌ મોડું થયું."

"હા, કવિને ત્હાં ગયલો કની? આજે તો અમારો અવકાશતરંગનો દિવસ."

"એ સ્હું વરી?"

"અમારી પંડિતલોકની ગરબડસ્તો. દુનિયા કોણે ને કહારે બનાવી, કેમ ચાલે છ, એની ઉપર કોઈ વાર ઊતરી પડીએ તો કોઇ

વાર વળી કવિ ને કવિતાની જ વાતો. આજે તો આપણા જ કવિની કવિતાનો મુકાબલો કીધો બીજા મોટા કવિઓ જોડે."

વાત દરમ્યાન બંને રસોડામાં પહોંચ્યાં હતાં. પત્નીએ પીરસેલી ઘઉંની ભાખરી ને વેંગણબટાકાનું શાક, થોડીક સવારની વધેલી રસાદાર કતારગામની પાપડી—બધું નવલરામ સ્વાદથી જમ્યા. દૂધ આજે નહોતું. એના વિના હમણાં હમણાં કોઈક વાર ચલાવી લેવાનું બંને જણે રાખ્યું હતું. એમ કર્યા વિના છૂટકો જ ક્યાં હતો? બાપાજીએ અવસ્થાને કારણે નોકરી છોડી હતી; ઇચ્છા ને કીકો મોટાં થતાં જતાં હતાં; અને મણિગૌરી સગર્ભા હતી.

તેણે પતિની પછી જમીને બહાર આવી, તેમને સોપારી આપ્યું ને ઓરડામાં બાળકો સૂતેલાં ત્યાં પોતાની પથારી કરવા માંડી. નવલરામ વચલે માળે પોતાની મેડીએ ગયા—પણ, હજી સૂવા માટે નહિ: 'ભટનું ભોપાળું' પ્રેસમાં આપવાના દિવસો હતા તેથી તેની સાફ નકલ થોડી વાર સુધી કરવા; અને ત્યાર પછી, છ–આઠ માસ પર પ્રબળ બનેલું પણ હવે શાન્ત પડવા માંડેલું પોતાનું મનોમન્થન સંભારી–સંભારીને એ સ્મરણોની લિજ્જત મોડે સુધી માણવા ... ... ...

અઠવાડિયું રહીને પૂરી થશે તે આ છાસઠની સાલ એટલે પોતાનું ત્રીસમું વરસ. પણ આ કદી નહિ અનુભવેલી પ્રેમની પીડા તો ખરી રીતે ત્રણ વરસથી ઊભી થઈ છે—જો કે એ રીતે પણ મોડી, ઘણી મોડી ... (અંગત નોંધપોથીમાંથી વાંચે છે.) "લોક નહાની ઉમરે વિલાસી હોય છે અને મ્હોટા થતાં ગંભીર થાય છે; મ્હારે એથી ઉલટું થયું—વીસ વર્ષની વયે મ્હારું ચિત્ત પૂર્ણ વિરક્ત હતું – આજ વિલાસી થયું છે;" ... ... ...

ઉતારો વાંચી રહે છે ત્યાં નીચે બારણાં ઊઘડવાનો ખડખડાટ થાય છે. એ સાંભળી વાંચનારના હૃદયની ગતિ વધે છે. તે પહેલાં સૂનમૂન બને છે ને પછી બારી બહાર તારાઓ નિહાળતો સ્વસ્થતા શોધે છે. ત્યાંથી વહેતી, કે, જરા રહી હેઠળનાં બારણાં બંધ થયાં

જાણો મળવા માંડેલી શાન્તિ તેના મનને ફરી અંકુશમાં આણે છે. હવે ભાવોના બુદ્‌બુદ ને તરંગ જુદી રીતે વળે છે:

પોતે એવામાં–ક્યારે ? જુનમાં ? હા, જુન જ હતો; દસમીએ શાળા ઊઘડ્યા પછી થોડે દિવસે વિલાસી મનને તો ચોમેર ભમતું રોકી શકેલા નહિ પણ દેહ તો ત્યારે તેમ હજી સોએ ટકા શુદ્ધ છે. એ કૈં ઓછું સદ્‌ભાગ્ય ન કહેવાય, ગદ્ધાપચીશીમાં મોડેમોડે પણ પ્રવેશેલા જુવાનને માટે

પછી થોડે વખતે સામેવાળા જગુભાઈની હરકોર ગુજરી ગઈ. બંને વચ્ચે કેટલી પ્રીતિ હતી. બિચારા જગુભાઈ તો આખો દહાડો પોકે પોકે રડ્યા ને ઘરમાં તો હજી પણ એકાંતે રડ્યા કરે છે–પોતે એ કાલે જોયલું'સ્તો, પોતાની બંધ બારીની તડમાંથી એમની અંદરની મેડીમાં નજર પહોંચે છે ત્યાં તે બેઠેલા.

આવું છે. દેહ આવો ક્ષણભંગુર ને પ્રીતિ પણ ... બિચારી મણિ ! તેને પોતે ચહાય છે, સારી રીતે રાખે છે, પણ કોણ ક્યારે નહિ હોય તેની કૈં ખબર છે ? બહુ માયા કોઇની પણ પર રાખવી સારી નહિ ને એને ઉદ્દેશીને પોતે લખેલી કવિતાની નાની પ્રસ્તાવનામાં પણ પોતાની ઢબે વિરક્ત જેવી દશા સ્પષ્ટ કરી જ છેની ? ... ડાયરીમાં આગળ વાંચે છે: "It is addressed to my wife with whom I lived but indifferently since some time past."...

એમ પ્રેમ પછી વૈરાગ્ય ને વૈરાગ્યની પછી સંશયવાદ પણ પોતે અનુભવેલો. એ કારમી વેળાએ પોતાને નહોતી ઈશ્વરશ્રદ્ધાની હુંફ ને નહિ નીતિ કે ધર્મની. છતાં પોતે વગરગભરાયે જાતિસ્વભાવથી જ કેવો ઊંચા મનનો ટેકી અને ભલો નવલ રહ્યો હતો. એવામાં સ્વયં વેદાન્ત પણ જૂઠા ફંદ જેવું ને વાણીવિલાસરૂપ ભાસેલું. સચ્ચિદાનન્દ કહેવાય છે તે પણ અન્યાયકર્તા લાગ્યો હતો કેમ કે તે તો, સત્ય-શોધક સાધુની પછાડી માયાનાં અસંખ્યાત બળ છોડી મૂકીને તેનો રાજમાર્ગ રોધનાર છે એવું ઘણી વાર લાગ્યું હતું.

મનની એ વેદના હમણાં—છેક આ નવેંબરથી—શમવા લાગી. હવે દમતી નથી. રમૂજી નાટક ફરી તપાસવામાં તથા 'વીરમતી'ને આગળ ચલાવવામાં મન પરોવ્યું એ પણ કારણો સ્વસ્થતા મેળવવામાં ખરાં જ. વળી બીજું લાભપક્ષે એ ગણવાનું કે કવિ આ વરસે નવું મકાન બંધાવવા અહીં રહ્યા ને એમનો સમાગમ આહ્લાદક વિદ્યાવિનોદ કરાવનાર નીવડ્યો.

હવે આત્મમન્થનકાળ પૂરો. પૂરો નહિ તો ઓસરતો તો ખરો જ. શાન્તિ થતી આવે છે. બધું—સુરાસુર, સાધુ ને સંસારી, બધા જ માયાના મંડપમાં વિચિત્ર વેશે જાણે નાચી રહ્યા છે—

જોનાર કો નથી, કહેનાર કો નથી,
નાચે વિરાટરૂપ બાધું;
જ્ઞાન ધ્યાન કે ધર્મ તપસ્યા,
નૃત્ય જ છે એ સાધું.

વિચારમાં પડી જાય છે. એક કડી છોડી, છેલ્લી ગાય છે;

અવકાશવત એ સઘળે વ્યાપક,
છોડી છોડાય ન કુટે;
દાસ નવલ નહિ દેખે રે હજી,
માયા વણ કંઇ દૃષ્ટે.

## પ્રકરણ ચોથું

૧

" હું સ કુલાએથી કિવારે ઊપડતો હોસે, મધુભાઈ ?"

" અરે કિવારે સ્હું, આઠ વાગે; મને પૂછોની, ધીરજકાકા. ત્હાંથી આડે, હૈં અહડીએ. એવું બધું તો હમને મ્હોડે. રેલવેમાં નોકરી કરિયે છ એ સ્હું ફોકટની ? મધુવચરામ એમાં સ્હમજે બી સ્હું ?"

" ખરી વાત. વિજયાસંકર એ બાબતમાં પાવરધા," મધુવચરામે તપખીરનો મોટો સડાકો લેતાં નમ્રભાવે કહ્યું. પછી ઉમેર્યું: " ને એમાં જ કેમ ? બધી બાબતમાં – એમની વાણી એટલે વિજયવાણી."

આ છેલ્લો શબ્દ–વિજયાશંકરના તુર્તમાં પ્રગટવાના કાવ્ય સંગ્રહનું નામ–કવિના મુખ પર લાલાશ અને સ્મિત આણે છે, એ મનમોજી નર્મદશિષ્યની પાસે લાક્ષણિક ઉદ્ગાર પણ મોટેથી કઢાવે છે: " ખરું, સાલું એવું બી ખરું." ( વધુ ઊંચે સ્વરે ) " આપણે તો નામમાં વિજય, કવિતામાં વિજય ને પછી બધીએ વાણીમાં વિજય હોયજની ?"

નવલરામ ( પ્રવેશતા ): " નહિ વિજય ફક્ત વિનયશીલતા પર." ( સ્મિત કરે છે. એમનાથી બારચૌદ વર્ષ નાના વિજયાશંકર નીચલો હોઠ કરડતા નીચું ઘાલી દે છે. )

ધીરજરામ : ( એમની પડખે હીંચકે બેસતા નવલરામ ભણી આનંદિત ચહેરે જોઈ ) "ખરી કહી, નવલરામભાઈ !"

નવલરામ ( ભાવપૂર્વક ): " વિજુ ! ખોટું નહિ લગાડતો, હં; પણ —"

વિજયાશંકર ( સસંભ્રમ ): " ના રે ના–ના–નાજી."

ધીરજરામ : "અરે ખોટું સ્હાનું ? આજને દાહડે સ્હુરતથી જતાં જતાં એને એટલું બી તમે ન્હૈં કહો તો કોણ કેહવાનું ? કેમ મધુભાઈ ?"

મધુવચરામ : "ખરું સ્તો. બાકી તો, નવલરામજી ! આપ આ સ્હુરત છોડી ચાઈલા એ ખોટ તો હમો સ્હૌને ઘણી લાગવાની."

નવલરામ (શાંતિપૂર્વક) : "હોય, જવાનું તો–"

ધીરજરામ (લગભગ ગળગળા થઈ) : "ચાઈલા એટલે સ્હું ? હવે બાર કલાકમાં તો અમદાવાદ પૂગ્યા જ સ્હમજોને. ને કાલથી ત્હાં વૈસ-પ્રિન્સિપાલસાહેબ બી કેહવાવા માંડસે, જો."

મધુવચરામ : "એમાં તો આપણને બી જસ છેની ? આપણા જ એક ભાઈની સરકાર કદર કરે છ."

વિજયાશંકર : "કદર ? આટલે વરસે ઊંચી જગા આપી એમાં સ્હું ધાડ મારી લાખી ? પૂછોની આ ધીરજકાકાને. ઇસ્કોલમાં એ તો નવલરામભાઈની પણ પેહલાંના છે."

ગાંભીર્યમૂર્તિ સમા નવલરામ આ બધો જ વખત મેડીની બારી બહાર કે હીંચકો હલાવતા પોતાના પગ ભણી જોતા, જાણે જુદી દુનિયામાં એટલી વાર સરક્યા છે ને સૌને બોલ્યા કરવા દેતા હોય છે; એટલે —

ધીરજરામ : "હા રે, ન્હૈં કેમ ? નોકરીમાં આજકાલ કરતાં સાહેબને સોળ વરસ તો થઈ ગિયાં. આવેલા તો છેક ચોપનની સાલમાં-અહરાડના ઉતા તેવારે જ તો. કેમ સાહેબ ?"

નવલરામ હકારસૂચક ડોકું નમાવે છે, ધીમેથી યાદ આપે છે: "એ વખતે તો તમને બી દસ વરસ થઇ ગયલાંની !"

ધીરજરામ : "થયલાંસ્તો. પણ 'ફિફ્થ ફેઈલ્ડ'નું ગજું સું ? એટલે પઇડા છિયે જહાંના ત્હાં–સાતમા આસિસ્ટંટ. ખોટું બી સું છે ? કોઈ વાર મલી જાય તો ટયુશન બી કરું છ. ને આ ચાર વરસ પછી રિટાયર થઈસ્હું તેવારે પેન્સનના ચાલીસ મહિને મહિને

ચાટલા આવસે એની પર મોજ કરસું. અમે તો એ જ: હુતો ને હુતી. એને બીજું જોઈએ બી સું ?" ( ખડખડાટ હસે છે. )

વિજયાશંકર : "પણ સાહેબની વાત તો તમે અધૂરી જ મૂકી."

નવલરામ : "એમાં પૂરી કરવા જેવું છે પણ શું? બધું ચાલ્યા કરે —"

ધીરજરામ : "એમ તે કૈં હોય, સાહેબ? તમે કૈં ઓછું વેઠ્યું છ કે બધું એકદમ ભૂલી જવાય? પાંચ વરસ પર હૈં આ ટ્રેનિંગ્ર કાલેજ ખૂલી તેવારે તમુને એના 'હેડ' કાં ન્હૈ બનાઇવા ?"

નવલરામ : "પછી બે વરસે સડસઠની સાલમાં તો એ જગા મળીને ?"

ધીરજરામ : "એ આપી એમાં નવાઈ સું કીધી? વચ્ચે આપણે કહ્યલું કે ખેડામાં ડીપુટીની જગા આપો એ કોણે સાંઇભલું? ને હૈંથી તો પછી નંદસંકરને મોકલવા ઉતા લાઇસિંસ ટેક્સ ખાતામાં એટલે તમારા એક વારના ડુબાડેલા હકને સરકારે તરાવવાનો હોયજની ?"

નવલરામ : "ને હવે ? આ અમદાવાદની નવી જગા તો સૌથી સારી કેની ? હોદ્દો ઊંચો ને પગાર બી સવાસો."

ધીરજરામ : "સારી તો ખરી–તમારે માટે. બાકી હમને તો ખોટ જ તો."

નવલરામ : "એટલે એને માટે બી તમારે સરકારને ગાળ તો દેવાની જ રહી."

સૌ હસે છે. વિજયાશંકર કૈંક બોલવા જતા હોય છે ત્યાં બચ્છા થાળીમાં પ્યાલા લઈ દાખલ થાય છે.

મધુવચરામ: "લો, चहापानं कुर्यात्।"

મજાક કરવાનો એ નુસખો ધીરજરામને સાચું ને નવલરામને થોડું શિષ્ટાચારનું હસાવે છે. વિજયાશંકર પોતાના એક કાવ્યમાંથી ગ્લાનિપૂર્વક ગણગણે છે: "શું વદું, વદ્યા વણ વધુ સમજાય રે."

ઇચ્છાની પાછળ જ તેનો ત્રણ વર્ષનો ભાઈ આવ્યો છે. એને જોઈ, ચહાનો પહેલો ઘૂંટડો ભરતા—

નવલરામ : "પ્રભુની પણ શી માયા છે! કીકો પહોર આ દહાડે ગયો; આજે અહીં આ આનંદમંગલ; ને આ ધીમતને થોડા દહાડામાં ત્રણ પૂરાં થશે."

૨

"વડોદરા" "વડોદરા" "વડોદરા... ... ..."

ટ્રેન સ્ટેશનમાં દાખલ થઈ આગળ વધી તેમ તેમ ત્રણ પોર્ટરોના ત્રણ જાતના સ્વરે ઉચ્ચારાયલા એ પોકારોએ નવલરામના સહપ્રવાસીને સાવધ અને ઊતરી જવા માટે સજ્જ કર્યો. તેણે પોતાનો સામાન બારણા આગળ ભેગો કર્યો ને ટ્રેન ઊભી રહેતાં ઊતરીને શિષ્ટાચારપૂર્વક રજા લઈ ગયો.

પોતાના ખાનામાં હવે કોણ આવશે ને અમદાવાદ સુધીના બાકીના ત્રણ કલાક શી રીતે વીતશે તેની વિમાસણમાં નવલરામ બારી પાસે ગયા ને પેલા ઊંચી પાયરીના સરકારી અમલદારને, એને લેવા આવેલ આઠદસ માણસોના જૂથ વચ્ચે દરવાજા ભણી જતો જોઈ રહ્યા.

થોડી વાર એમ જોયું એટલે તેમની ખાતરી થઈ કે આ સેકંડક્લાસના ડબા પાસે તો કોઈ ફરકતું પણ નથી ને હવેનાં આણંદ-નડિયાદ તો આનાથી ય નાનાં શહેરો, એટલે કંજૂસોના હવે આવતા બંને જિલ્લા—ખેડા ને અમદાવાદ—પોતે કદાચ એકલા જ વીતાવીને વીંધવા પડશે.

ઊતર્યો તે ભરૂચનો વતની બ્રહ્મક્ષત્રિય તેવો નહોતો. વાત પરથી પોતે જાણ્યું તેમ, એ પૈસા ખરચી 'ગુજરાતમિત્ર' મંગાવતો ને વાંચતો એટલું જ નહિ—વિદ્યારસિક પણ હતો એટલે વાંચેલું ધ્યાનમાં રાખતો ને ચર્ચતો. એમ જ તેણે—લખનાર નવલરામ છે

છે ?" બીજું કૈં જ તેને કહેવાનું નથી એવું જાણ્યા બાદ તે ચાલ્યો ગયો. નવલરામ આશ્ચર્યચકિત થયા કે આ તે કેવો પ્રદેશ ને કેવા લોક ? જલેઽપિ દરિદ્રતા ?

૩

વડોદરા છોડયું ત્યારથી મન જેની હા–ના કરતું હતું તે કરવાની તૈયારી હવે–આણંદથી ટ્રેન ઊપડતાં જ–આ સૂરતી એકલ પ્રવાસીએ આદરી.

તે બેઠક નીચેના સામાનમાં નજર નાંખતો નીચો વળ્યો. ત્યાં શિરોઈની પાસે એક લોટો કપડે અકબંધ બાંધેલો જુદો હતો. તે હાથમાં લીધો, ભારે લાગ્યોઃ "બધી તો નહિ. પછી ઊંઘ વધુ આવી જાય તો ? અમદાવાદ પહોંચતાં ફજેતીસ્તો !"

એટલું કહી તેણે લોટો આગળ બહાર કાઢ્યો, છોડ્યો, તેમાંથી અર્ધા ભાગનું પ્રવાહી નાના ઘૂંટડા નિરાંતે ભરતાં પીધું ને પછી ભાતાનો દાબડો ખોલ્યો. તેમાંથી બે માવાચારી ને અર્ધી સૂતરફેણી ધીરેધીરે ચાવી, સ્વાદે સ્વાદે ખાધી. અથાણું પણ હતું ને કેરીની ચીર દાંતેથી 'કટ્' કરી બટકાવતાં, ગયે ઉનાળે પોતાની પ્રિય મણિએ કેટલી હોંસથી–કોઈ નાનોશો સમારંભ હોય તેવા ઉત્સાહ તથા તૈયારીથી–આ મેથિયાં ભરેલાં એ પણ મન સામે તરી આવ્યું. હાથમોં ધોયા પછી બેઠક પરના બિસ્ત્રા પર લંબાવ્યું.

સૂતા પછી ને આંખો ઘેરાવા માંડ્યા પહેલાં મનમાં ઘોળાયા કરતા કેટલાક વિચારો અભિલાષો તરંગો હવે જાણે સરસરતી ગતિએ મગજમાં આવી ગયાઃ દેશની હાલની સ્થિતિ કેવી દયાજનક છે; ધર્મ ને વિદ્યા, વેપાર ને ઘરસંસાર કશામાં જાણે કૈં ઠેકાણું જ ન મળે. લોકોને તેમાંથી ઊંચા કોણ આણશે ? લોકોનો ખરો ગુરુ તો ગ્રન્થકાર છે. એનો ધંધો સ્વતંત્રપણે તો કદી યે આપણે ત્યાં ચાલવો કોણ જાણે – બિચારા કવિ નર્મદાશંકર (ગયાં પાંચસો વરસમાં થએલા

આપણા સર્વોત્તમ કવિ ) કેટલા ટપલા ખાય છે ને હેરાન થાય છે. ને છતાં ખેંચ્યે જાય છે. ખરો સાહસી શૂરવીર એવો જ હોવો જોઈએને ?

મારા જેવાથી તો ઝાઝું શું થવાનું ? બે નાટકો લખ્યાં ને થોડાક લેખો. હજી તૈયારી જ કેટલી અધૂરી લાગે છે ? કેટલું બધું વાંચવાનું છે, કેટલું થોડું વંચાય છે ?

શાકુન્તલ ને રઘુવંશ મેં છેક હમણાં, તેના તરજુમા પર લખવાનું થતાં, બરાબર વાંચ્યાં. એવા કવિને આપણામાંનો કોઈ ક્યારે પહોંચવાનો ? પણ એનો રસ આપણા દેશભાઈઓને ચખાડવો જોઈએ. તો એમનામાંથી કોઈક કોઈ દહાડો પણ આગળ આવે. મેઘદૂત ગુજરાતીમાં ઉતાર્યું હોય તો કેવું ? અમદાવાદમાં ઠરીઠામ થઈ પહેલું કામ એ જ ઉપાડું. છપાશે તો કકડે કકડે ‘ શાળાપત્ર ’માં–એ મારા હાથમાં આવશે. મહીપતરામ બડા પક્કા કહેવાય છે; એ તેવા હશે ? ખરેખર ને બહુ હશે ? પત્ર મને ચલાવવા આપે તો તો કેટલું સુખ થઈ જાય–મારે કરવું છે તે કેટલા આનંદથી થાય ?

—આમ કરતાંકરતાં આંખ મળી ગઈ. વચ્ચે સિગ્નલ માટે ટ્રેન અર્ધોક કલાક ખોટી થઈ એ પણ સારું થયું: ને તેથી જ, આશરે અઢી કલાકની મીઠી ઊંઘ પછી, ટ્રેન બારેજડી ઊભી ત્યારના તેના આંચકાથી જાગી ઉઠાયું.

# પ્રકરણ પાંચમું

## ૧

પોતે કાલે અમદાવાદ પહોંચ્યા તે તો રાત્રે એટલે ટ્રેનિંગ કૉલેજના ઉપરી પ્રિન્સિપાલ મહીપતરામ રૂપરામ નીલકંઠને નવલરામે આજે શનિવારે મળવા જવાનું હતું. પોતે વાઇસ-પ્રિન્સિપાલની જગ્યાનો ચાર્જ તો સોમવારે લેશે. દરમ્યાન આ મુલાકાત લેવી જોઈએ તે પાછલે પહોરે રાયખડમાં મહીપતરામને મકાને જઈ લીધેલી.

એ પ્રસંગ શનિની જ રાત્રે નવલરામે રોજનિશીમાં નોંધ્યો:

"મેં અગાઉથી કહાવેલું એટલે પહોંચ્યો ત્યારે મહીપતરામભાઈ ઓસરીને હીંચકે જ મારી વાટ જોતા બેઠા હતા. સાલસ પુરુષ લાગ્યા. જરા ઠીંગણા ખરા ને કપાળ જાણે નાનું સરખું, સાંકડું; એની નીચે જરા ચુંચી કહેવા જેવી સામાન્ય તેજવાળી આંખો. કપડાં તો સાદાં હતાં—ખમીસ અને ઉપર વાસકુટ બંનેનાં બધાં બટન રૂપાનાં, મેં ધારેલું તેમ સોનાનાં નહિ.

"એ શોખીન ને અભિમાની હશે એમ મેં તો કદી માનેલું જ નહિ. અમે મળ્યા તો આજે પહેલી જ વાર પણ એમને વિશે એમનાં લખાણો તથા જાહેર વર્તનથી, મારી છાપ સાલસ માણસની જ હતી. સૂરતમાં તો એમનું ઘસાતું બોલનાર—ખાસ કરી એમની નાતના—ઘણા હતા ને તેમની વાતો સાંભળતો ત્યારે લાગતું કે પહેલા વિલાત જનારનો ગર્વ એમનામાં હશે ને ફક્કડ કપડાંચપડાં પહેરતા હશે. આજે તો જુદું જ જોયું.

"હું પહોંચ્યો ને મને પોતે ઊભા થઈ આવકાર આપ્યો, હાથ લંબાવી શેકહેંડ કરીને બાજુમાં જ હિંડોળે બેસવા કહ્યું પણ

આપણા સર્વોત્તમ કવિ ) કેટલા ટપલા ખાય છે ને હેરાન થાય છે. ને છતાં ખેંચ્યે જાય છે. ખરો સાહસી શૂરવીર એવો જ હોવો જોઈએને ?

મારા જેવાથી તો ઝાઝું શું થવાનું ? બે નાટકો લખ્યાં ને થોડાક લેખો. હજી તૈયારી જ કેટલી અધૂરી લાગે છે ? કેટલું બધું વાંચવાનું છે, કેટલું થોડું વંચાય છે !

શાકુન્તલ ને રઘુવંશ મેં છેક હમણાં, તેના તરજુમા પર લખવાનું થતાં, બરાબર વાંચ્યાં. એવા કવિને આપણામાંનો કોઈ ક્યારે પહોંચવાનો ? પણ એનો રસ આપણા દેશભાઈઓને ચખાડવો જોઈએ. તો એમનામાંથી કોઈક કોઈ દહાડો પણ આગળ આવે. મેઘદૂત ગુજરાતીમાં ઉતાર્યું હોય તો કેવું ? અમદાવાદમાં ઠરીઠામ થઈ પહેલું કામ એ જ ઉપાડું. છપાશે તો કકડે કકડે 'શાળાપત્ર'માં–એ મારા હાથમાં આવશે. મહીપતરામ બડા પક્કા કહેવાય છે; એ તેવા હશે ? ખરેખર ને બહુ હશે ? પત્ર મને ચલાવવા આપે તો તો કેટલું સુખ થઈ જાય–મારે કરવું છે તે કેટલા આનંદથી થાય !

—આમ કરતાંકરતાં આંખ મળી ગઈ. વચ્ચે સિગ્નલ માટે ટ્રેન અર્ધોક કલાક ખોટી થઈ એ પણ સારું થયું: ને તેથી જ, આશરે અઢી કલાકની મીઠી ઊંઘ પછી, ટ્રેન બારેજડી ઊભી ત્યારના તેના આંચકાથી જાગી ઉઠાયું.

# પ્રકરણ પાંચમું

## ૧

પોતે કાલે અમદાવાદ પહોંચ્યા તે તો રાત્રે એટલે ટ્રેનિંગ કૉલેજના ઉપરી પ્રિન્સિપાલ મહીપતરામ રૂપરામ નીલકંઠને નવલરામે આજે શનિવારે મળવા જવાનું હતું. પોતે વાઇસ-પ્રિન્સિપાલની જગ્યાનો ચાર્જ તો સોમવારે લેશે. દરમ્યાન આ મુલાકાત લેવી જોઈએ તે પાછલે પહોરે રાયખડમાં મહીપતરામને મકાને જઈ લીધેલી.

એ પ્રસંગ શનિની જ રાત્રે નવલરામે રોજનિશીમાં નોંધ્યો:

"મેં અગાઉથી કહાવેલું એટલે પહોંચ્યો ત્યારે મહીપતરામભાઈ ઓસરીને હીંચકે જ મારી વાટ જોતા બેઠા હતા. સાલસ પુરુષ લાગ્યા. જરા ઠીંગણા ખરા ને કપાળ જાણે નાનું સરખું, સાંકડું; એની નીચે જરા ચુંચી કહેવા જેવી સામાન્ય તેજવાળી આંખો. કપડાં તો સાદાં હતાં—ખમીસ અને ઉપર વાસકુટ બંનેનાં બધાં બટન રૂપાનાં, મેં ધારેલું તેમ સોનાનાં નહિ.

"એ શોખીન ને અભિમાની હશે એમ મેં તો કદી માનેલું જ નહિ. અમે મળ્યા તો આજે પહેલી જ વાર પણ એમને વિશે એમનાં લખાણો તથા જાહેર વર્તનથી, મારી છાપ સાલસ માણસની જ હતી. સૂરતમાં તો એમનું ઘસાતું બોલનાર—ખાસ કરી એમની નાતના—ઘણા હતા ને તેમની વાતો સાંભળતો ત્યારે લાગતું કે પહેલા વિલાત જનારનો ગર્વ એમનામાં હશે ને ફક્કડ કપડાંચપડાં પહેરતા હશે. આજે તો જુદું જ જોયું.

"હું પહોંચ્યો ને મને પોતે ઊભા થઈ આવકાર આપ્યો, હાથ લંબાવી શેકહેંડ કરીને બાજુમાં જ હિંડોળે બેસવા કહ્યું પણ

હું એમને ડાબે હાથના થાંભલા પાસેની સાદી ખુરસીએ જ બેઠો. એમણે જમણી પાસની ગાદી જડેલી ખુરસી પર આવવા ઘણું કહ્યું પણ મેં કહ્યું કે આને હાથા છે તે મને જરા વધારે ફાવે છે. આમ રમૂજના સાદે, જરા હસીને બોલેલો. એ સમજ્યા નહિ કે કોણ જાણે, પણ જવાબમાં ગંભીરાઈથી "તો પછી ત્યાં જ બેસો" એમ બોલ્યા.

"અમો બંનેનો આ પ્રથમ જ મેળાપ એટલે વધારે વાત તો બીજી શી થાય? તેમણે 'ભટના ભોપાળા' વિશે વખાણરૂપે કેટલુંક કહ્યું ને "બીજું પણ લખતા હશો એમ સાંભળીએ છીએ." એમ ઉમેર્યું. આ છેલ્લી બાબત તે 'ગુજરાત-મિત્ર'માંનાં મારાં લખાણ. જવાબમાં મારે શું કહેવું તેની મૂંઝવણ થઈ. આખરે, "હું તો સાહેબ, મેટ્રિક્યુલેટ પણ નથી ને ખરી રીતે ગ્રંથકારપણાનો અભ્યાસી છું" એટલું જ ખચકાતાં બોલ્યો. (ખચકાયો, કેમ કે મને ત્રણ વરસ પરનું 'શાળાપત્ર'માંનું 'ભટના ભોપાળા'નું કંઈક અજ્ઞાન-યુક્ત છતાં patronising અવલોકન યાદ આવ્યું.) તેમણે ઉત્તર વાળ્યો કે "પોતાને હજી આટલી ૩૪ની વયે પણ અભ્યાસી ગણો છો એ રૂડી વાત છે ને લખાણની કે એવી વધુ ફરજ માથે આવશે તો પણ જરૂર સારી રીતે અદા કરશો." આ મોઘમ સૂચન છે, મારે 'ગુજરાતશાળાપત્ર'માં કામ કરવાનું આવશે તેનું, એમ માનું છું. એ સંબન્ધી બે જ ઉલ્લેખ પોતે સ્પષ્ટપણે તો કર્યા. એક તો એ કે પોતે એ કામ પરમાર્થ ભાવે જ કરતા આવ્યા છે (એટલે કે તેનો પ્રિન્સિપાલની ફરજમાં સમાવેશ કોઈ રૂપે થયો નથી) ને બીજું એ કે હવે પોતાથી એ કામમાં પૂરતું ધ્યાન અપાતું નથી.

"આ વાત ખરી હશે પણ આજે સવારે લાલશંકરભાઈએ કહેલી વાત વધારે ખરી લાગે છે. તે એ કે મહીપતરામ, 'શાળા-પત્ર'નો ઉપયોગ પોતાના પરદેશગમન અંગેની તીખી ચર્ચાઓમાં

કરે છે ને વિરોધીઓને તેમાં ટોક પાડી લખે છે એ શાળાખાતાના ધ્યાન પર આણ્યું છે. પણ વધારે ભૂંડું તો એ થયું છે કે પરદેશગમનની એ તકરારને અંગે ગયા (૧૮૬૯ના) જુનના 'શાળાપત્ર'માં મહીપતરામે ભાવનગરના પોતાના નાતભાઈ ગગાભાઈસાહેબ જે ત્યાંના સમર્થ દીવાન પણ છે, જેની આખા કાઠિયાવાડમાં બોલબાલા છે, તેની પ્રત્યક્ષપરોક્ષ ટીકા કરેલી હોઈ, એ ગૃહસ્થે એજન્સી માર્ફત શાળાખાતા પર આ વિષયમાં કૈંક સખત દબાણ આણેલું કહેવાય છે ને તેથી શાળાખાતું 'શાળાપત્ર' હવે તેમના હાથે ચલાવવા દે તેમ નથી.

"આજે પોતે એટલું તો બોલી ગયા કે આ ફેબ્રુઆરીનો અંક તો નીકળ્યો છે પણ હવે માર્ચ ને એપ્રિલ ભેગા નીકળશે. આનો અર્થ એવો પણ હોય કે પોતે તંત્રીપણું છોડી દેવાની તૈયારી પૂરી કરવા આમ વખત લે છે. જે હોય તે. મારે માથે એ કામ આવશે તો પણ એ માસના અંકથી એ, કાયદાનો અભ્યાસ, બીજું વાંચવાનું, કૉલેજ ભણાવવાની—બધું કેટલુંક મારાથી તે બનવાનું? કુટુંબની જંજાળ પણ કૈં ઓછી છે? ધીમત સૂરતમાં માંદોસાજો રહ્યા કરે છે. My wife may or may not like Ahmedabad when she comes here in June. The people here do not seem to be hearty & candid – the qualities she likes most. And my father! he's never likely to leave Surat or his old freinds there when he will hear more about Ahmedabad through us! જેવી દૈવેચ્છા!

"મહીપતરામે કહ્યા મુજબ પરમ દહાડે સોમવારથી મારે વાઇસ-પ્રિન્સિપાલનો ચાર્જ સંભાળવાનો છે. એ તો થઈ રહેશે. એમની સાથે ફાવટ આવવામાં વાંધો નહિ આવે એમ હમણાં તો લાગે છે. હમણાં સુધી તો એમનો સ્વભાવ માયાળુ લાગ્યો."

૨

વળતે દિવસે સવારે નવલરામના યજમાન લાલશંકરના ઘરમાં એ બંને જણ દૂધ પીધા પછી ઓસરીમાં હીંચકે બેઠા હતા. બંને સ્વભાવે મિતભાષી પણ લાલશંકર તેમની એ વખતની પચીસેકની વયે પણ વધારે તેવા. એમને ખાનપાનનો શોખ નહિ ને રસિકતા પણ સામાન્ય જ હતી. પણ તેઓ પોતાના મહેમાન સૂરતી છે એ બરાબર સમજતા હતા એટલે મોટું પાનદાનિયું એની બધી સામગ્રી સહિત પરમ દિવસથી જ તૈયાર રાખેલ. નવલરામ તેમાંથી દસબાર મિનિટદીઠ એકેક પાનપટ્ટી, ચૂનાતમાકુ સહવર્તમાન, બનાવી–બનાવીને ખાતા તથા સારા વાર્તાલાપી બનવા મથતા હતા

"સૂરત–અમદાવાદની બોલીમાં પણ ઘણો ફેર." દૂધ પછીની ત્રીજી પટ્ટી માટે પાન પસંદ કરતાં નવલરામે કહ્યું.

"હા."

"ઉચ્ચારભેદનું તો ઠીક જાણે–જો કે વડોદરા સ્ટેશને પહેલવહેલું 'તળશી' સાંભળ્યું કાઠિયાવાડની અસરવાળું, ત્યારે પહેલાં તો એ સમજ્યો પણ નહિ, ને અહીં કાલે રસ્તામાં બે હાકરડા જેવાને છૂટા પડતાં "બે જંઈનું મેઠું લેતા આવજો સાંજે" એમ કહેતા સાંભળ્યા ત્યારે પણ બહુ રમૂજ ઊપજી. જંઈ એટલે તો પૈસોને?"

"ના. જંઈ એટલે સહવાકો" કહી લાલશંકરે સ્મિત કર્યું. નવલરામ કટાક્ષ સમજ્યા ને હસ્યા.

બરાબર એ જ વખતે ચોકપારની ડાબે હાથે આવેલ ડહેલીના ચોકઠામાં એક ભરેલ ડીલનો પચીસ–છવીસનો લાગતો, ગંભીર ને ગૌરવર્ણ યુવાન દેખાયો. તેને જોઈ લાલશંકર એકદમ ઊભા થઈ ગયા. "આવો આવો અંબાલાલભાઈ; ત્યારે તમને સંદેશો બરાબર મળ્યો ખરો. આ અમારા નવલરામભાઈ."

હવે નવલરામ પણ આસ્તે રહી હીંચકેથી ઊઠ્યા ને પોતે

જેમને માત્ર નામથી ઓળખતા હતા તે વ્યવસાયબંધુ અંબાલાલ સાકરલાલને તેમણે ઔપચારિક સ્મિત સાથે નમસ્કાર કર્યા; અંબાલાલે પણ વ્યવહારદક્ષો પહેલે મેળાપે કરે છે તેવું સ્મિત મસ્તક સહેજ નમાવીને કરતાં નમસ્કાર ઝીલ્યા—હાથ પણ આંગળીઓનાં ટેરવાં મળે તેટલે નજીક આણ્યા.

ત્રણે બેઠા ( બંને અતિથિ હવે હિંડોળે ને એક જાડા લાકડાની અડીખમ, ગાદીવાળી આરામખુરશીએ ઢળીને એમના યજમાન.) એટલે લાલશંકરે ચાલતી'તી એ વાતનો તાર સાંધ્યો, " અમે તો બોલી સરખાવતા'તા, સૂરત ને અમદાવાદની. "

અંબાલાલ : " બોલીઓ ? હા, સરખાવો હવે થોડાં જ વરસ. એ બધું હવે ઝાઝો વખત રહેવાનું નથી. કેળવણી બધાને એક કરી દેશે. આ નરબદાનો પુલ થયો પાંચ વરસથી, એટલાં સૂરત ને અમદા-વાદ નજીક આવ્યાં જ ને, એથી પણ ? અંગ્રેજના રાજમાં હવે બધી બોલીઓ ને ચાલીઓ થવાની એકાકાર ને એ સારું જ છે. "

નવલરામ : " મને પણ એમ જ લાગે છે. "

અંબાલાલ "Quite naturally ને સાહેબ,...તમારા હસામણા નાટકમાં સૂરત જિલ્લો જ વધારે ચિતરાયો છે એમ બધા કહે છે—'શાળાપત્રે' પણ એ જ વાત પર ભાર વધારે મૂકેલો, યાદ છે ને ? — પણ હું આપને કહું છું કે વખત જતે એની કિંમત એમાંના મર્માળા હાસ્યરસથી જ વધારે થવાની છે—પ્રાંતિકતાથી નહિ. "

લાલશંકર : " હાસ્ય છે તો સરસ—ફક્ત કેટલીક જગ્યાએ—"

નવલરામ : " વધારે નાગરત્વવાળું હોત તો વધારે સારું. મને એ વાત જરા મોડી સમજાઈ. બીજી "આવૃત્તિમાં એ બદલ-વાનો છું. "

અંબાલાલ : બીજી તો હજી થશે ત્યારે ને ? આપણા લોકમાં ક્યાં—"

નવલરામ : " ના સાહેબ, ખપી ગઈ. મને પણ નવાઈ લાગી–જો કે બહુ નહિ, કેમ કે પાંચસો જ છપાવેલી."

અંબાલાલ : " તો તો સારું. કહે છે કે એ ભજવવાનો પણ વિચાર ચાલે છે?"

નવલરામ : " હાજી. મુંબઈમાં એક પારસી નાટકમંડળીવાળા કરવાના છે. એમને સંતોષવા માટે ભાષા પણ થોડી બદલવી પડી ને–"

અંબાલાલ : " એમાં વળી 'પડી' કરીને શાનું બોલો છો? હું તો કહું છું એમ જ જોઈએ: We should always be practical even in our literary ventures; કેમ લાલશંકર ?"

લાલશંકર : " ખરું છે."

નવલરામ : " મને પણ અનુભવે એમ જ લાગે છે ને એ જ હું કહેતો હતો કે ભાષા બદલાયલી જોયા પછી જ બંગાળીશેઠને પણ બધું સરળતાથી પાર પાડવાની સગવડ થઈ."

અંબાલાલ : " સોરાબજી બંગાળી. જબરા છે એ પણ. ઓળખ્યાને લાલશંકર ? પેલા 'જગત પરેમી'વાળા."

લાલશંકર : " એને પ્રેમી એમ શુદ્ધ લખતાં શું થાય છે?"

અંબાલાલ : " એ તો એમ જ ચાલવાનું–અથવા, હમણાં ચલાવો. એમ તો કરસનદાસના 'સત્યપ્રકાશ'માં પણ એવું ફરમાસુ ગુજરાતી છપાતું કે તેને ટેકવનારા ભાટિયાલુહાણા જ એ વેઠી લે."

નવલરામ : " એ તો ખરું. કહે છે બંગાળી શેઠ તો ઇરાનનો ઇતિહાસ પણ ઘણો શોધે છે ને એ પર લખે છે."

અંબાલાલ : " શોધે તો ઝાંઓ ક્યાંથી? યુરોપીઅન સ્કોલરોના ઉતારા મોટે ભાગે–હાઉગ છે, દુપેરોં છે, એ બધા. પણ એટલું ખરું કે એવું એવું પણ કરનાર આપણામાં ક્યાં કોઈ છે?"

નવલરામ : " હમણાં તો નથી. વહેલામોડા કોઈ નીકળશે ખરા."

લાલશંકર (આસ્તે રહી) : " તમારા જેવા."

નવલરામ : " નાં, કવિ નર્મદાશંકર જેવા."

લાલશંકર : " Oh, I see. I beg your pardon."

નવલરામ : " નહિ રે, એમાં માફી શાની? તમને ક્યાંથી ખબર હોય કે તેમણે આખા જગતના ઇતિહાસના ગ્રન્થો વાંચવામાં દિવસરાત એક કરી નાંખ્યાં છે-કેટલા ય મહિનાથી એ પરથી ટાંચણ ને તારણ પણ કરે છે."

અંબાલાલ : "સરસ થશે ત્યારે તો."

નવલરામ : " હા, એટલા માટે કે એમનો ઉત્સાહ ભારી છે: માથે દેવું વાળ જેટલું; ઉપાધિઓનો પાર નહિ; ઘરના દુઃખી; નાત-જાતમાં ય વાંકે-વગરવાંકે હીણાય : ને છતાં તે પોતાની ખુમારીમાં જ મસ્ત રહે, બારે માસ ને બત્રીસે પહોર."

અંબાલાલ : " એવા પુરુષો વિરલ- "

નવલરામ : " પુરુષો ? સાહેબ, એ તો છે મહાપુરુષ. એના કોડ જાણો છો ? હમણાં જ બાંધ્યું-ત્રણ વરસ પહેલાં-એ સરસ્વતીમંદિર, પોતાનું નવું ઘર, તે ગુજરાતને ભેટ કરી જવા ચાહે છે-તેમાં હમેશની વિદ્યાવૃદ્ધિ થયા કરે માટે."

લાલશંકર : " એમ તો હોંસીલા ઘણા, એવી વાતોમાં; પણ -( ઝીણી આંખો જરા વધુ ઝીણી કરી ) છાંટાપાણીની ટેવ પણ ખરી ને ?... માફ કરજો, પણ એવો સુધારો અમને તો નથી ગમતો."

નવલરામ : " એમ તો મને પણ નથી જ ગમતો. પણ કવિ હવે એવા રહ્યા નથી. આપે સાંભળેલું તે અગાડીના દિવસોનું. હવે તો થોડાં વરસમાં કવિ નર્મદાશંકર જૂના વિચારવાળાની આગેવાની લે તો પણ અમને તેના અંતેવાસીઓને નવાઈ નહિ લાગે."

અંબાલાલ ( ટટાર બની ) " શું કહો છો ?"

નવલરામ : " ખરું જ કહું છું."

લાલશંકર : " ખુશીની વાત, એક રીતે તો."

નવલરામ : " કે ગમીની વાત-જે નીવડે તે ખરી."

અંબાલાલ તૈયાર પાનનું બીડું મોંમાં મૂકતાં ઘડિયાળ ભણી જુએ છે, ને–" ઓહો, દશ થઈ ગયા " કરતા ઊઠે છે. "વારુ નવલરામભાઈ, જ્યઈશ હવે આજે તો. ઘણો આનન્દ થયો. વળી મળીશું ફરી. " ચોક ઓળંગતાં, પાછા આવતા બંનેને " અમસ્થી શીદ તસદી લ્યો છો ?" પછી નવલરામને જ " ને હા, હું પૂછતાં ભૂલી જાત વળી; આપને વહેલેમોડે ઘરની જરૂર પડશે જ ને ?"

નવલરામ : " હાજી, જુનથી. "

અંબાલાલ : " તો હું ધ્યાનમાં રાખું છું. એક સારું ઘર આ પોળમાં જ છે."

નવલરામ : " ભલે. "

અંબાલાલ ; " ચાલો જે જે, ત્યારે."

લાલશંકર : " જે જે. "

નવલરામ : " જય સચ્ચિદાનન્દ. "

૩

" વેદાન્તી લાગે છે " અંબાલાલે પગથિયાં ઊતરી પોળ બહાર નીકળવા જમણે હાથે વળતાં મનમાં કહ્યું. આ નવા પરિચિતે એમના મનમાં એના ધર્મની તેમ બીજી પણ ઘણી આનુષંગિક બાબતો આણી મૂકી.

" પણ જડ ને શુષ્ક વેદાન્તી તો નહિ હોય. મને જરા ચિન્તા પેઠી છે તે એટલી જ કે ભોળાનાથ ને મહીપતરામ મળીને રાનડે ને ભાંડારકરની વાદેવાદે અહીં પ્રાર્થનાસમાજ કાઢવાની વાતો કરે છે એમની સાથે આનો મેળ શી રીતે ખાશે. સમાજના સિદ્ધાન્તોનો પાયો બુદ્ધિગમ્યતા પર રહેશે એમ હું તો સમજું છું. તે ભલે, પણ ઈશ્વર તો હૃદયના સ્વાનુભવનો વિષય નથી ? પ્રાર્થનાસમાજીઓ વેદાન્તને પાપ-પુણ્યનો ય અભેદ કરી નાંખનારું કહે છે. એવું એ છે તો નહિ, ખરી રીતે આ સુધારાવાળા એની

સાચી ભાવના સમજી, થઈ શકતો હોય તો આપણા મોટા યોગીઓ ને મહાત્માઓની જેમ પ્રભુનો સાક્ષાત્કાર કરી, ત્યાર પછી લોકને સુધારવા નીકળતા હોય તો કેવું સારું! ...

"ગમે તેમ પણ લોકોથી અળગા પડીને તો ખરો સુધારો થવાનો જ નથી. જે થશે તે ઉપલકિયો, વખતે હાનિકારક, ને કાયમી નહિ."

એટલામાં પોતે રાયપુર તથા ખાડિયાને સાંધતા મુખ્ય રસ્તા પર આવી પહોંચ્યા. માઘ મહિનો ચાલતો હતો એટલે સામેથી એકેકની પાછળ ત્રણ વરઘોડા ધામધૂમથી આવતા જોયા. ત્રણેમાં બાળવરરાજા, ઘોડા પર પકડી રખાયલા, શોભતા હતા એ જોઈ—

"પહેલાં તો આ અત્યાચારો અટકાવવા ન જોઈએ? બાળલગ્ન સામે લખાય છે તો ઓછામાં ઓછા બે દસકાથી પણ એ બદી જાણે વધતી ને વધતી જ ચાલે છે. એકલું લખવાથી કાંઈ ન વળે. એને માટે, એ અનાડીપણું અટકાવવા, જુદી સભા કે મંડળી જ કાઢવી જોઈએ. લાલશંકરે સૂચવેલું તેમ, બાળલગ્નનિષેધક મંડળી કે એવું કોઈક નામ રખાય તેનું. એનું ચોપાનિયું પણ એક ખાસ જુદું જોઈએ."

ખાડિયા—ચોકી ડાબે હાથે છોડી પોતે ચાર રસ્તા બાજુ જવાને માર્ગે વળ્યા ત્યાં મગજમાં અણધાર્યો જ વિચાર ઝબક્યો, એટલે—

"નવલરામભાઈને જ કહ્યું હોય તો? તે છેલ્લા પાટલાના સુધારક નથી. તેમ જૂનાઓની હાએ હા ભણનારા પણ નથી એવું એમની જે ખ્યાતિ સાંભળી છે તે પરથી જરૂર કહેવાય. વળી વિચારશીલ ને ઠરેલ પુરુષ પણ ખરા એટલે હમણાં તો આ સૌથી આવશ્યક સુધારો જે બાળલગ્નવિરોધ તે તેઓ સ્થિરપણે ને મક્કમ રહીને કરવા—કરાવવામાં ઠીક સહાય થઈ શકશે."

થોડું આગળ ચાલ્યા પછી "પણ ઉતાવળ ન કરવી. એમને અમદાવાદમાં ઠરીઠામ થવા દઈએ. હમણાં તો લાલશંકર આગળ

પડી મંડળી શરૂ કરે છે તે જ વધારે સારું છે. તેમને મારે પણ માગી મદદ આપવાની – ... અરે અચાભાઈશેઠ !" આ વખતે, પોતાની રહેણાકવાળી અમરતલાલની પોળવાળા એક પુખ્ત વયના વાણિયા ગૃહસ્થને સામેથી આવતા જોઈ "તમે ઠીક મળી ગયા. આપણી પોળમાં તમારૂં ઘર ખાલી થવાનું છે ને ?"

"હોવે સાહેબ, જ્યારે કહો ત્યારે. કોણ કોઈ સારું ભાડવાત મળે તેમ છે ?"

"હા, પણ ઉતાવળ નથી; વૈશાખજેઠથી ભાડું ચઢતું થાય તો ચાલશે ને ?

"ચલાવીશું, કોઈ સારો માણસ લાવતા હો તો સાહેબ. આ હમણાં જે બલા છે તે તો હોળી પછી જવાની – જબરો તકરારી છે કમબખત."

અંબાલાલે મનમાં વિચાર્યું કે એ ઘરનો ઓટલો ભાંગ્યો છે, ઓસરીમાં ફ્રો ઘણે ઠેકાણે ઊખડી ગઈ છે, ત્રણ જગ્યાએ છાપરું ચૂવે છે ને એક દસકાથી ધોળાવ્યું નથી એટલે ગાળ ખરી રીતે આ ઘરધણીને પોતાને જ લાગુ પડે છે. પછી અચાભાઈને કહ્યું: "એને જવા દો. બલા બળે હોળીમાં તો તમને ગમે એ પણ હું જાણું છું"– જે સાંભળી શેઠ ખડખડાટ હસે છે–"પણ જુઓ, આ નવા ભાડુત તો મોટા માણસ છે–હમણાં ટ્રેનિંગ કોલેજમાં નવા નિમાયાને, એ."

"ઓહો, નવલરામજી કે ? પેલા 'ભટના ભોપાળા' વાળા ? શું સરસ લખ્યું છ તેમણે તો, અંબાલાલજી ! નથ્થુકાકાને તો ઘણી ય ઘરડી ઘોડી ને લાલ લગામ કરવી'તી પણ થાપ કેવી મળી ! અજબ જેવું બનાવ્યું છે હો, સાહેબ !...ભલે, ભલે એ થાય અમારા ભાડવાત. ઘરને તો, સાહેબ, નવું જ હોય તેવું બનાવી દઈશ એમને માટે તો."

"બસ એટલું જ જોઈએ" કહી, હાથ જોડી, અંબાલાલ પોળમાં આગળ વધ્યા, વિચારતા વિચારતા: "અમદાવાદનું પણ

નસીબ છે ને ? કે સૂરતની કમનસીબી ? ત્યાંના મહીપતરામ અહીં કૉલેજના ઉપરી ને જાહેર કામો એક પછી એક ઉપાડતા જાય છે. બીજા આવ્યા આ નવલરામ તે પણ કૉલેજમાં, ઘણું કરી 'શાળાપત્ર' પણ ચલાવશે–કેવું સારું એમ થાય તો ? એમની લખાવટ બહુ મજેની છે, હમણાં જેવું લૂખુંસૂકું પછી એ નહિ રહે,–ને બાળલગ્નનિષેધમાં પણ એ જોડાય તો કેટલું સરસ કામ થાય. સૂરતમાં તો કવિ છે ને ! અને નંદશંકર – પણ જો કે એ એને બનતું નથી એમ સંભળાય છે. આ પણ સમયની બલિહારી. બાકી તો બંને સુધારક ગણાય ... પણ કવિ તો આખાબોલા, તડ–ફડ–વાદી, જ્યારે પેલા તો ખરા નાગર ! "

૪

" અમદાવાદમાં દસ દિવસ તો થયા. એ જણાયા પણ નહિ, બાકી તો કહાં તાપી ને કહાં આ સાબરમતી ! કુદરતના ખેલ બી ન્યારા છે ! માહારે જવું'તું ખેડામાં ડિપુટી તરીકે ને પ્રારબ્ધે અહીં બનાવ્યો વાઇસપ્રિન્સિપાલ. પણ આ તો સ્વપ્નામાં કયે દા'ડે હતું ? પ્રારબ્ધનો આમાં તો પાડ માન્યા જેવું છે.

" પેલી રેત કેવી આથમતા તડકામાં ચકચકે છે ! તાપીના કિનારે અહીંની જેમ શહેરની નજીક તો કહીંયે આવી સ્વચ્છ મજાની રેતીનો પટ નથી. નર્મદાશંકર અહીં હોય તો કેવા ખીલે ? કે ના, કંટાળે અમદાવાદીઓની શુષ્કતા ને અતડાપણું જોઇને ? કેટલીક ઇમારતો એમને ગમે તેવી છે. જુમામસીદના સંખ્યાબંધ સ્તંભો ને એમાંથી પ્રેરણા મેળવી પ્રાણાર્પણ કરતા મુસલમાનભાઇઓના વિચારે Sublime-ની ભાવના મારી પણ ખીલવી તો એની કેમ ન ખીલવે ?

" એ આજે અત્તારે શું કરતા હશે ? અવકાશતરંગમાં ઝૂલતા હશે, એનાથી વધારે તરંગી વિજયાશંકરની સોબતમાં. અચ્યુતચરામ ગયા હશે તો વળી બંનેને જરા કૈં સીધું સુઝાડતા હશે.

"પણ કવિનો ભાવ મારા પર તો કેટલો બધો! પહોર આ દાહાડે–કે જરા વહેલું, જાન્યુઆરીમાં હશે એમ ધારું છ–તે કેવા મારે ત્હાં ખાસ હરખ કરવા આવેલા, 'વીરમતી'માંના શાર્દૂલથી ખુશ થઈને? તે પછી અમે બંનેએ–શિવરાત તો જરા દૂર, પણ એની જાણે તૈયારી હોયની તેમ–લોટો લોટો ભાંગ ઉડાવેલી! આ ગામમાં તો સાલી ભાંગ બી જોઈએ તેવી ઊંચી મળતી જ નથી. માહારું શું થવાનું? ઠર નહિ પડે તો સૂરતથી જ મંગાવવી પડવાની જો!

"કવિનો ભાવ તેમ અભાવ. પણ જે 'ભટના ભોપાળા' પર અહીંવાળા મૂજી જેવા લોકમાં બી કોઇ કોઈ તો ફિદા થનારા મળે છે તેનાથી એ સૂરતી લાલો જ છેડાઈ પડ્યો ને મને કહે કે એવું અતિશયોક્તિવાળું છપાવશો જ નહિ! એનો એ ખ્યાલ દગાફટકાનો તો નહિ હોય–તેજોદ્વેષ જેવું કૈંક?

"હશે, હવે હમણાં તો એ બી કહાં અહીં છે કે એવી વધુ વિમાસણ કરું?"

ઊભા થઈ કપડાં ખંખેરે છે. ભદ્દરની બારી ભણી ચાલવા માંડતાં–

"આ ભદ્રનો કિલ્લો! કહે છ કે અહીં બાદશાહ ને બેગમો ને એની પહેલાં સુલતાનો ને સુલતાના અમનચમન કરતાં: મઘમઘતા ગુલાબજળના હોજમાં નાહતાં; અત્તરના ફુવારાની ખુશબો લેતાં; રત્નજડિત એમના દીવા પણ તેલે નહિ–અત્તરે બળતા ... ... આજે એ બધાં કહાં ગયાં? નવલ! તું બી એમ જ–ને એવા રંગરાગ જરા કલ્પનાથી પણ માણ્યા વિના–એક દહાડો ચાલ્યો જવાનો. આ લોકની પેહલાં આ ગુજરાતમાં સિદ્ધરાજ જેવા હતા– એનો રૂદ્રમાળ આજે બી જેવોતેવો છે, એ ગુર્જર મહારાજને મુખે એ ભવ્ય મંદિરની સ્થાપનાને સમયે મેં જે શબ્દો બોલાવ્યા છ તે જરાય ખોટા નથી. કેટલું સત્ય તેમાં ભર્યું છે: 'મનુષ્ય તે કોણ માત્ર? ચાળીશ પચાશ વર્ષનું ઘણું તો તેનું પરાક્રમ. તેમાં

તે શું કરે? જ્યારે શત્રુનાં વાજાં આવી અહિંયાં ગગડશે, ત્યારે મારી ભસ્મ પણ હોશે નહિ અને હું (કોણ જાણે?) ક્યાંએ રખડતો હોઈશ?"

હવે તે કિલ્લાનું આખું ચોગાન ને રસ્તા ઓળંગાઈ રહેતાં જમણે હાથે આવ્યું ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું મકાન, એટલે—

"આ દલપતરામની સોસૈટી—કહો કે ફાર્બસસાહેબની ને એ કવીશ્વરની. સાહેબ તો બિચારા ગત પણ થયા એટલે બીજાઓની –પાદરી વગેરે ને ભોળાનાથ, મહીપતરામ વગેરેની–મદદથી કવિ ચલાવ્યે રાખે છે. પરમ દાહાડે જ—પરમ કે ચોથે? ના પરમે; શનિવાર હતો ને?–નમતે પ્હોરે સૂર્ય ડુબીને એને ઘેર ગયલો, મળેલો. ઠીક છે. અમદાવાદને જોઈએ તેવા મળ્યા છે. કલ્પના સતેજ નહિ ને બુદ્ધિબળ ઝાઝું કે ઊંડાણવાળું નહિ. વિદ્યાની વાતો કરે ઘણી. પણ અમો સંગીન કેળવણી પામેલાને સંતોષે તેવી નહિ. દુનિયાદારીની વધુપડતી કેળવણીએ કુદરતી મનશક્તિને પણ કુંઠિત કરી છે, એટલે એની સાથેનો વાર્તાલાપ પણ ફિક્કોફચ પડી જાય છે. હાસ્ય કે વિનોદની ખરી મજા તો પછી ક્યાંથી જ હોય? કહેવા હોય તો એને prosy humorist કહેવાય. બાકી તો the only poetic element on his face is a roguish humour. એ ચિત્તને કોઈ રીતે થોડા વીજળીના ઝટકા આપ્યા હોય તો તેને તેમ તેની કવિતાને પણ ફાયદો થયા વિના રહે નહિ એમ લાગે છે. He is quite the converse of Narmad. No wonder they cannot agree. One is a type of cold formalism, while the other personates the dancing egotism of a youth."

એ રાતે નવલરામે લાલશંકરની કુશાદે ત્રીજા માળની મેડીમાં બેસી એમની પાસે જે દિનચર્યા વર્ણવી તેમાં મુખ્ય બાબત સિવાયની, કર્ટિસસાહેબ સાથેની મુલાકાત હતી. એ ગોરો એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર ઈલાકાના ઉત્તર વિભાગનો ઉપરીઅધિકારી રહ્યો એટલે પોતે તેને પહેલી

વાર તો આવીને તુર્ત મળેલા. એ દિવસે તેણે દેખાડેલું માયાળુપણું કૈંક અંશે અંતઃકરણનું તેમ કૈંક અંશે ઉપરઉપરનું પણ હતું. તેણે આજે નવલરામને શુભેચ્છાથી છતાં કૈંક તિરસ્કારથી પણ એવું યે સંભળાવી દીધેલ કે "Mr. Navalram, I am afraid you are often dreaming while talking."

એ વાત કરતાં નવલરામે લાલશંકર પાસે એ ટીકાની તથ્યતા સ્વીકારી, એ દોષ પોતામાં છે તો ખરો પણ ગોરો ઉપરી હવે કહી બતાવે તેથી કઠે છે. વધારે એમ પણ કબૂલ્યું ને એવી એ ટેવ ટાળી, જનમંડળની સર્વ પ્રકારની સ્થિતિ જાણી, તેની પ્રત્યે પોતે પોતાનો ધર્મ બજાવવો હોય તો અનેક જાતજાતના લોકોમાં પોતે યથાયોગ્ય ભળવું જોઇએ એમ પણ સ્વીકાર્યું. વળી વિચારની સ્પષ્ટતા થવા સારુ રોજનિશી લખવાની રીત આવશ્યક ગણી એ રાખવાનો નિશ્ચય પણ કહી નાંખ્યો: "બરાબર નિયમિતપણે રાખી શકાય તો ઘણું સારું." એવો જવાબ લાલશંકરે આપ્યો.

એ જવાબમાંનો આશંકા તથા ચેતવણીનો ધ્વનિ નવલરામ પારખી શકયા નહિ, કેમ કે આજે મિ. કર્ટિસ તેમને મગજે ચઢી ગયા હતા; તેથી તેમણે એ જ અતડો યુરોપિયન અમલદાર એક વાર સૂરતમાં પણ કેવી તોછડાઈથી પોતાની સાથે વર્ત્યો હતો તે બગાસાં ખાતા લાલશંકર પાસે વર્ણવવા માંડ્યું: ગયા જ વરસનો–૧૮૬૯નો–એ બનાવ. સાહેબ લાંબી રજા પર વિલાયત જઈ પાછા આવ્યા તે દિવસે નવલરામ કેટલાંક જરૂરી કામો—ને તેમાં છપાઈ રહેવા આવેલા 'વીરમતી' નાટકમાં પૂંઠાની બાંધણીની વીગતો છાપખાને જઈ નક્કી કરવાનું કામ તો મોખરે હતું—કામો પડતાં મૂકી કોટ, બૂટ મોજાં વગેરે નવાં ચઢાવી એમને બંગલે જેવા પહોંચ્યા તેવા જ બહાર જવા તૈયાર થએલા સાહેબ વરંડા પર આવ્યા; સરકારી સ્કૂલના હેડમાસ્તર નવલરામ લક્ષ્મીરામની સામું પૂરું જોયું ન જોયું ને "I must go out, Mr. Navalram; meet me some other

time." બોલ્યા પણ "આપણે તો વાક્યનો ઉત્તરાર્ધ એમને બોલતા જ મૂકી પીઠ ફેરવી દીધી કેમ કે મનમાં બહુ માઠું લાગેલું કે અરે! પરદેશીઓની આવી વર્તણૂક આપણે સહન કરવી પડે છે! ઘેર આવી એ અપમાનની અસરથી ચરચરતે દિલે એક દોહરો પણ મેં જોડેલો, આમ:

સાહેબ એક ઉપર વસે સમરથ સરજનહાર,
કોણ મૂરખ તું માનવી સાહેબ આપ થનાર ?"

"હું ... ખરું જ છે" એટલો તન્દ્રામાં સરકવા માંડેલા લાલશંકરની દિશામાંથી અવાજ આવ્યો; હમણાં સુધી કૈંક સંભળાયા કરતું'તું એ બંધ થતાં તેઓ ઝબકીને ઇઝીચેરમાં બેઠા થઈ ગયા ને "એ લોક તો એવા જ રહેવાના, ... ચાલો, good night, નવલરામભાઈ" કહી મેડીની બહાર પરવર્યા.

સવારમાં દૂધ પીતાં નવલરામે લાલશંકરની સલાહ પૂછી—એ પોતાના યજમાનનું રાતનું વર્તન તેમને ખાસ ખૂંચેલ નહિ કેમ કે લાલશંકર દેશી માણસ હતા, ભલા હતા, ને પોતાના ઉત્સાહવેગનું ભાન નવલરામને મોડુંમોડું પણ થએલ,—સલાહ પૂછી કે પોતે કાયદાનો અભ્યાસ કરે છે એ પૂરો કરી મુનસફની પરીક્ષા આપવી કે નહિ. "તમને એ નહિ ફાવે" એમ સલાહકારે જવાબ દઈ ઉમેરેલું કે નોકરીની ઝૂંસરી તમને ગમતી નહિ હોય પણ બધા સાહેબો એક-સરખા હોતા નથી: ફાર્બસસાહેબની તો વાત જ ન થાય—કેટલા ખાનદાન માણસ; વળી અહીં હોપસાહેબ હતા તેવા સાચા ગૃહસ્થો પણ તેમનામાં હોય છે; છેવટ, "મને તો તમે પકડેલો શિક્ષકનો પેશો જ તમારે માટે ઉત્તમ લાગે છે" એમ સમેટેલું.

એ દિવસે કોલેજમાં જતાં નવલરામે પણ ઘણા ઊલટસૂલટ વિચારોને અંતે મન સાથે ઠરાવ્યું કે કાયદાનું વાંચવા માંડયું જ છે તો ભલે એની પરીક્ષા એક વાર આપી આવવી. વખત છે ને ખપ લાગે આગળઉપર; બાકી તો એ કાયદાની કડાકૂટો કરતાં શિક્ષણકાર્ય જ પોતાની ગ્રંથકાર થવાની ઉમેદ બર આણવામાં વધારે સહાય થશે.

## પ્રકરણ છઠ્ઠું

ગુજરાત શાળાપત્રનો મે ૧૮૭૦નો અંક એટલે નવલરામના તંત્રીપણા હેઠળનો સૌથી પહેલો અંક. પોતે એનું કામ પૂરેપૂરું આટોપીને જ અમદાવાદથી સૂરત, રજાઓ ગાળવા, મેની પહેલી તારીખે આવી ગયા હતા ને એ માસનું 'શાળાપત્ર' એ જ દિવસે સાંજે કવિ નર્મદાશંકરને "With compliments from the embryonic Editor" એમ પૂંઠા પર લખીને મોકલ્યું હતું, નર્મદે વળતે દિને સવારમાં ભાવપૂર્વક લખી મોકલેલ સ્વીકારપત્રમાં "My congratulations for your remarkable success" લખીને ઉમેરેલું, "Now I must call you a born editor in a double sense. ગર્ભાશયી તો અહીં 'ગુજરાતમિત્ર' લાગટ અઢીત્રણ વરસ સુધી ચલાવતા દીનશાને નિઃસ્વાર્થ ભાવે મદદ કરવા, ત્હારની સ્થિતિને કહો તો કહો."

કવિ એ જ સાંજે નવલરામને ત્યાં મળવા આવ્યા હતા. બંને મિત્રો આખા દિવસના અસહ્ય તાપ તથા ઉકળાટની અસર નિવારવા વિજયાદેવીની યથાયોગ્ય આરાધના બાદ ફરવા નીકળી પડ્યા હતા. ભાગાતળાવમાંથી નીકળી ચોકબજારનો કોલાહલી લત્તો વટાવ્યો ને રાણીના બાગ તરફ હેરિયું લીધું. બાગમાં પ્રવેશી, નદીની દિશામાં ચાલતાં એક સ્થળે કવિને એવું સંવેદન થયું કે કોઈ અદૃશ્ય શક્તિ પોતાને ત્યાં જ થંભાવી દે છે. જાણે નિમેષમાત્રમાં ત્રિકાલ એકાકાર બની જાય છે. તેમણે અનુભવેલ એ આંચકો **મેઘદૂત**–ભાષાન્તરના બીજા હપતાની રચનાની પંક્તિઓ મનમાં ગોઠવવા મથતા નવલરામના પણ ધ્યાન બહાર રહ્યો નહિ: "શું થયું, કવિ? કે લેવાયલી જરા વધારે કે શું?"

કવિ : "ના રે ના, આ ભાંગ ન્હોય. જાણે કોઈ મને હું જ, આ જગાએ બાંધી રાખવા માગતું હોયની, તેવું કૈં મનમાં લાગ્યું."

નવલરામ : (માર્મિક સ્મિતથી) : કોને ખબર કે સુરતીઓ કોઈ દહાડો આટલામાં તમારી સમાધ ચણાવવાના હશે ને તેની આગાહી અદૃષ્ટે આ રીતે તમને આપી હોય."

કવિ : "સમાધ ને બમાધ, જીવતાંને જાણે ન્હૈં તે મૂવે સાત સમાધ ચણાવે તો બી તેથી આપણને સું લાભ? બાકી તો 'નર્મકવિતા'નું બિલ ભરતાં આટલી આપદા વરસો લગી પડે? ને કોશ રચવા ને છપાવવામાં તો સું થાય છ તે મારું મન જાણે છ, ભાઈ."

નવલરામ : "કોશ હવે તો ભાવનગરમાં છગનભાઈસાહેબની વગથી છપાવા માંડયો છ ને?"

કવિ : હા, આ જાનેવારીથી; કાગળપત્તરની બે વરસની લખાપટ્ટી પછી. પણ ત્હાં કામ પૂરું થાય ત્હારે જાણીએ કે થયું. છેવટ લગી પાધરું ભાયગે ઊતરે."

નવલરામ : "કેમ કૈં વિઘ્ન આવે તેવું લાગે છ?"

કવિ : "એમ જ. સારા કામમાં સો વિઘ્ન. હમણાં તન દહાડા પર જ ગણપતરામનો કાગળ હતો. વાત બી સાલી એવી છે કે હસવું કે રડવું."

નવલરામ (હળવે હૈયે) : "એમ હોય તો થોડું થોડું બંને કરીએ. પણ છે શું?"

કવિ : "એ કાઠિયાવાડી ભાયડાઓને મારી બાયડીઓ નડે છ!"

નવલરામ : "કેવી રીતે?"

કવિ : "એવી રીતે કે – તમારું બી કહાં છેક અજાણ્યું છે કે છુપાવું? નર્મદાગૌરી જોડેના મારા લગન-સંબન્ધની વાત આખરે આટલે મહિને ફરતી ફરતી ત્હાં જઈ પહોંચી લાગે છ."

## પ્રકરણ છઠ્ઠું

ગુજરાત શાળાપત્રનો મે ૧૮૭૦નો અંક એટલે નવલરામના તંત્રીપણા હેઠળનો સૌથી પહેલો અંક. પોતે એનું કામ પૂરેપૂરું આટોપીને જ અમદાવાદથી સૂરત, રજાઓ ગાળવા, મેની પહેલી તારીખે આવી ગયા હતા ને એ માસનું 'શાળાપત્ર' એ જ દિવસે સાંજે કવિ નર્મદાશંકરને "With compliments from the embryonic Editor" એમ પૂંઠા પર લખીને મોકલ્યું હતું, નર્મદે વળતે દિને સવારમાં ભાવપૂર્વક લખી મોકલેલ સ્વીકારપત્રમાં "My congratulations for your remarkable success" લખીને ઉમેરેલું, "Now I must call you a born editor in a double sense. ગર્ભાશયી તો અહીં 'ગુજરાતમિત્ર' લાગટ અઢીત્રણ વરસ સુધી ચલાવતા દીનશાને નિઃસ્વાર્થ ભાવે મદદ કરવા, ત્હારની સ્થિતિને કહો તો કહો."

કવિ એ જ સાંજે નવલરામને ત્યાં મળવા આવ્યા હતા. બંને મિત્રો આખા દિવસના અસહ્ય તાપ તથા ઉકળાટની અસર નિવારવા વિજયાદેવીની યથાયોગ્ય આરાધના બાદ ફરવા નીકળી પડ્યા હતા. ભાગાતળાવમાંથી નીકળી ચોકબજારનો કોલાહલી લત્તો વટાવ્યો ને રાણીના બાગ તરફ હેરિયું લીધું. બાગમાં પ્રવેશી, નદીની દિશામાં ચાલતાં એક સ્થળે કવિને એવું સંવેદન થયું કે કોઈ અદૃશ્ય શક્તિ પોતાને ત્યાં જ થંભાવી દે છે. જાણે નિમેષમાત્રમાં ત્રિકાલ એકાકાર બની જાય છે. તેમણે અનુભવેલ એ આંચકો **મેઘદૂત**-ભાષાન્તરના બીજા હપતાની રચનાની પંક્તિઓ મનમાં ગોઠવવા મથતા નવલરામના પણ ધ્યાન બહાર રહ્યો નહિ: "શું થયું, કવિ? કે સેવાયલી જરા વધારે કે શું?"

કવિ : "ના રે ના, આ ભાંગ ન્હોય. જાણે કોઈ મને હું જ, આ જગાએ બાંધી રાખવા માગતું હોયની, તેવું કૈં મનમાં લાગ્યું."

નવલરામ : (માર્મિક સ્મિતથી) : કોને ખબર કે સૂરતીઓ કોઈ દહાડો આટલામાં તમારી સમાધ ચણાવવાના હશે ને તેની આગાહી અદૃષ્ટે આ રીતે તમને આપી હોય."

કવિ : "સમાધ ને બમાધ, જીવતાને જાણે ન્હૈં તે મૂવે સાત સમાધ ચણાવે તો બી તેથી આપણને સું લાભ? બાકી તો 'નર્મકવિતા'નું બિલ ભરતાં આટલી આપદા વરસો લગી પડે? ને કોશ રચવા ને છપાવવામાં તો સું થાય છ તે મારું મન જાણે છ, ભાઈ."

નવલરામ : "કોશ હવે તો ભાવનગરમાં છગનભાઈસાહેબની વગથી છપાવા માંડચો છ ને?"

કવિ : હા, આ જાનેવારીથી; કાગળપત્તરની બે વરસની લપાપટ્ટી પછી. પણ ત્હાં કામ પૂરું થાય ત્હારે જાણીએ કે થયું. છેવટ લગી પાધરું ભાયગે ઊતરે."

નવલરામ : "કેમ કૈં વિઘ્ન આવે તેવું લાગે છ?"

કવિ : "એમ જ. સારા કામમાં સો વિઘ્ન. હમણાં તન દહાડા પર જ ગણપતરામનો કાગળ હતો. વાત બી સાલી એવી છે કે હસવું કે રડવું."

નવલરામ (હળવે હૈયે) : "એમ હોય તો થોડું થોડું બંને કરીએ. પણ છે શું?"

કવિ : "એ કાઠિયાવાડી ભાયડાઓને મારી બાયડીઓ નડે છ!"

નવલરામ : "કેવી રીતે?"

કવિ : "એવી રીતે કે–તમારું બી કહાં છેક અજાણ્યું છે કે છુપાવું? નર્મદાગૌરી જોડેના મારા લગન-સંબન્ધની વાત આખરે આટલે મહિને ફરતી ફરતી ત્હાં જઈ પહોંચી લાગે છ."

નવલરામ : "પણ એ વિધવાવિવાહના કામથી વિદ્યાપ્રકરણી ઉત્તેજનને શું વાંધો આવ્યો ?"

કવિ : "એ જ ખૂબી છેને. પેલા મારા આગલા સંબન્ધોની પણ ખણખોદ કોઈએ ત્હાં પહોંચાડી લાગે છે. પરિણામ એ થવાનું કે જૂના વિચારવાળા સુધારાના વિરોધી કારભારીઓ હવે ત્હાં કોશ છપાતો અટકાવશે ને એવું પણ બને કે છપાયલા ફરમા બી આપણા હાથમાં આવે તો આવે, બાકી ગયા."

નવલરામ : "એવી જહાંગિરી ? ને તે સુધારાના મતભેદને જ કારણે ?"

કવિ (પોતાના ધ્યાનમાં જ) : "જૂના પોપડા બી ખોલાય જ તો આવે વખતે. 'ડાંડિયો' હવે તો આપણે જાણીએ છ કે આ સિત્તેરના વરસથી 'સન્ડે રીવ્યુ'માં ભળ્યું, પણ આં હતું તે વારે ભાવનગરના કારભારીઓને કહાં સુખે સૂવા દેતું હતું ? ને એ બધું લખેલું આપણા ગિરધરલાલે. હું તો પહેલા વરસ પછી—૧૮૬૫ થી તે અલગ થયો હતો. પણ આવી ચકચારમાં નામ તો મારું જ આવે તેમ આવ્યું. સૌમાંથી ચવાયલો એકલો હું જ કની ?"

નવલરામ : "એ નાગર દીવાનો અભિમાની ને વગવાળા તો જબરા જણાય છે, હોં."

કવિ : "કેમ ?"

નવલરામ : "અમારા મહીપતરામને પણ તેમણે છૂપી રીતે ખટપટથી હાથ બતાવી દીધો—એ સાહેબે પોતાના પરદેશગમન સંબન્ધી કૈં ગગાભાઈની સામે 'શાળાપત્ર'માં લખ્યું હશે તેથી."

કવિ : "એમ ? ખરેખર ?"

નવલરામ : "વાત એમ બોલાય છે ખરી, બાકી તો આપણે કહાં જોવા ગયલા ? પણ એવું કૈં લાગે છે ખરું કે આ જ વિષયમાં ખાતાની ખફગી મહીપતરામ પર તો ત્રણ વરસથી હતી. તેમણે સુધારાના વિષયને કેળવણીનો વિષય તરીકે ઠસાવી દઈને પોતાના પરદેશ-

ગમન સંબન્ધી એક લાંબો સંવાદ 'શાળાપત્ર'માં છાપેલો. એવું કે ખાતું ચાલવા દે!"

કવિ: "હા, સડસઠની સાલમાં—

નવલરામ: "તમને ખરું યાદ છે. એ વરસના નવેંબરના અંકમાં જે સંવાદ તીમતડાકજી તથા ભોળાભાઈ વચ્ચેનો આવેલો તે જ એ. મેં હમણાં અમદાવાદમાં એ ફરી વાંચ્યો. સાવ કાચું લખાણ ને ટીખળની ઠાલી કોશિશ. ને મહીપતરામભાઈ તો—પણ જવા દો, મારા તો ઉપરી કહેવાય!"

વાતચીત દરમ્યાન બંનેજણ નદી પરની પાકી બાંધેલી—હજી આગલે વરસે જ એક પારસી સખીગૃહસ્થે હજારોના ખર્ચે બંધાવેલી—પાળે આવીને બેસી ગયા છે. નદી પરથી આવતો ઠંડો મીઠો પવન બંને લહેરથી અનુભવે છે.

કવિ: (ભૂતકાળ ઊંડા ભાવથી તાજો કરતા) "આ જ ડકકા-ઓવારો. રેલવે નહિ ઉતી તારે હું મારી બા જોડે વીસેક વરસ પર અહીંથી જ પેહેલવહેલો વહાણમાં મુંબઈ ગયલો. એ વખતે જ તમ સૌને પ્રિય થઈ પડી છ તે 'અહા પૂરી ખીલી ચંદા, આનંદકંદા' એ કવિતા વહાણમાં ભોગવેલી ચાંદની પરથી લખાયલી; સું તે પણ દિવસો હતા!"

નવલરામ: "ને આ બી દિવસો છે, જારે તમે પ્રેમાનંદ પાસે પણ માગ મુકાવો તેવા ગુજરાતના કવિ ગણાયા છો ને—"

કવિ: "મિત્ર નવલે ઠરાવેલો તેથીસ્તો! એવો કવિ, ને મોટો સુધારોનો કડખેદ વળી—આપવડાઈથી બનેલો!"

નવલરામ: "છતાં એ બંને ખરા જ છે ને ભાવિ ગુજરાત તમને એ રીતે કબૂલ પણ રાખશે."

કવિ: "પ્રભુ જાણે."

નવલરામ: "પણ હું તો બીજું એ કહેતો હતો કે તમે એવા સમર્થ કવિ છો તો હું પ્રેમાનંદને બિચારાને જેની કલ્પના પણ નહિ

તે રીતે—ચોપાનિયું ચલાવીને—વિદ્યાસેવા કરવા બહાર પડેલો છું.”

કવિ: “હા જો, એની વાત તો રહી જ જાય છે. કેટલુંક તો મેં તમને પત્રમાં આજ સવારે જ લખેલું પણ—”

નવલરામ (સ્તાશ્ચર્યે, લજ્જાન્વિત મુખે): “એ તો, કવિ! તમારી મારે માટેની ઊંડી લાગણી. બાકી મારામાં એવડું બધું શું છે?”

કવિ: “ના, એમ નહિ. હું ખાલી વિવેક નથી કરતો. એ મારો સ્વભાવ જ નથી એ તો તમે જાણો છો. તેમ કેવળ ઉત્તેજન માટે પણ નથી બોલતો. પણ હું કેહતો'તો એ કે તમે અમદાવાદથી મને એક કાગળમાં લખેલું કે ‘શાળાપત્ર’ છો રેહેતું કંગાળ ને કંગાળ, હું તો કાયદાનો અભ્યાસ વધારી મુનસફ થવાનો વગેરે—એ વિચારો છોડી દેજો. મને તો તમારા આ પેહેલા અંકથી જ એટલી આશા પડે છે કે તમે હવે આ કામને જ લાગ્યા રહો તો આપણી ગુજરાતી ભાષા માટે ઘણાં મોટાં ને જસ મળે તેવાં કામ કરી શકશો.”

નવલરામ: “એમ તો મને પણ એને માટે મોટા મનોરથ છે. તેમાં સૌથી મોટું કામ ગ્રન્થોના વિવેચનનું. પણ જે કરીએ તે સોળ પાનાંમાં બંધાઇને કરવાનું. ને તેમાં બી આપણને પ્રિય એવા વિદ્યાના વિષય તો થોડા જ અપાય—મોટા ભાગનાં પાનાં તો શિક્ષણના ને નિશાળપદ્ધતિના વિષય ખાઈ જાય; ખાતાની ખબરબખર છાપવાની એ તો જુદી.”

બોલતાં બોલતાં ઊઠે છે એટલે તેમની સાથે શહેર ભણી ચાલવા માંડતાં—

કવિ: “એ બધું ખરું ને એ રીતે પણ તમે રિટાયર થતાં સુધીનાં આવતાં ૨૦–૨૧ વરસમાં ઘણું ઉત્તમ કામ કરી જસો. એ પણ ખરું નહિ?”

નવલરામ: “ખરું ને ખોટું પણ. એકવીસ વરસ કોણે જોયાં છે?”

પરંતુ ભવિષ્ય વરતવાની અન્તર્દષ્ટિવાળા ઉત્સાહમૂર્તિ નર્મદાશંકરે મિત્રની ઊજળી ભાગ્યરેખ જાણે વાંચી લીધી હોય તેમ તેના એ જામતા જતા નિર્વેદને વેર પહોંચતાં પહેલાં નામશેષ બનાવી દીધો. તેણે નવલરામનું ધ્યાન ખેંચ્યું કે તમે પોતે જ 'શાળાપત્ર'-ની વાર્ષિક આવક રૂ. ૮૦૦)ની ને ખર્ચ રૂ. ૭૮૨) નું ટેવ્યું હતું, પાનાં ચોવીસનાં સોળ કરવાની કર્ટિસસાહેબે આપેલી રજાથી જ એ શકય બન્યું હતું. પાનાંનો ઘટાડો મહીપતરામના પક્ષવાળાને ખોરાક આપશે—થોડા દિવસ ચકચાર કરીકરીને નવા તંત્રી નવલરામને ચાવી ખાવા માટે. પણ એથી ડર્યું કામ ન લાગે. વખત જતાં તમે જ બતાવી આપશો કે મહીપતરામે ઝાઝાં પાનાંમાં પણ જાતે તો ઓછું જ લખેલું ને તમે થોડાંમાં તેમના કરતાં માત્ર વધારે નહિ પણ વધારે મહત્ત્વનું લખી નામ કાઢશો. આ લાભ જેવોતેવો ન જ કહેવાય.

ભાવનાદર્શીઓ કેટલીકવાર બીજાના સારા વ્યવહારગુરુઓ થઈ શકે છે. એ ન્યાયે જ કવિનું આ લાંબું પ્રવચન થયું અને સાર્થક નીવડયું. એ સાંભળ્યા સુધી ડગુમગુ મનના નવલરામે કવિ સમક્ષ મંદ સ્વરે પણ નિશ્ચય જાહેર કર્યો કે પોતે 'શાળાપત્ર'ના પહેલા અંકમાં આંકેલા કાર્યક્રમને વફાદાર રહેશે ને સ્થિરતાથી એને વિકસાવશે. એ જવાબથી પ્રસન્ન થઈ—

કવિ : "હાં, ત્હારે એમ બોલો; ને ખોંખારીને બોલો. મને તો લાગે છ હજી મુનસફની ખુરસી તમારા મનમાંથી ખસી નથી તેથી આમ ઢીલુંઢીલું બોલો છ. પણ એ કેમ ચાલશે ?"

નવલરામ (હજી વ્યગ્ર ને તેથી જરા સરોષ): "ચાલે નહિ તો ઊભું રેહ. ઊભું તો રેહવાનું જ છેની ?"

કવિ : "એમ મજાક જવા દો. ને રીસ છોડો. જુઓ, હું તો તમને એમ કેહતો'તો કે તમે 'શાળાપત્ર'ને ખાતાના ચંચળતાદર્શક યંત્ર તરીકે ઓળખાવી તેમાં લખવા બીજાને ઉસ્કેરો છ એ

તો ઠીક છે પણ તમારે જ સૌથી પેહેલ્લી ચંચળતા એવી દેખાડવી કે તે બીજાને દાખલારૂપ થઈ જાય."

નવલરામ : "એવો પ્રયાસ તો રહેશે જ."

કવિ : "રેહશે નહિ, રહ્યો છે તે ને વધારે રેહવો જોઈએ. તે એવી રીતે કે તમે આ અંકમાં જ ગુજરાતમાં કાલેજ કાઢવાની ચર્ચા કીધી છ—ને એ જે રીતે કીધી છ,—વળી ગાયકવાડીમાં કેળવણીનું સાધન નથી એની ફરિયાદ કીધી છ—તે બી દાખલાદલીલ ને ઉત્સાહભેર—તેમ, હું પૂછું છું નવલરામ ! કે કોણ આજે આખા ગુજરાતમાં કરે છ ? કોને પડી છ ? કોણ લખે છ આ રીતે સુધારાનાં નવાં રૂડાં સાહસ માટે ને કોણ એવીએવી બાબતો જાહેરમાં આ રસમઘી ગળે ઊતરી જાય તેમ છેડે છ ?"

નવલરામ : "કોઇ નહિ. તેથી જ તો મેં શરૂ કીધું છે."

કવિ : "શરૂ કીધું છ તેને વળગી રહો. શ્રવણાખ્યાનનું તમારું વિવેચન હજી અધૂરું છે, પણ મને ગમ્યું. દલપતરામની પેલા કોઈ ગોકલપ્રસાદે કરેલી ભાટાઇને તમે ઠીક ઊંચકી છ. વધારે તો નથી કેહતો, પણ એ કવિને પોતાને બી કહાં કોઈ વાર ઊંચકવા જેવું નથી ? પણ હવે તો તમે અમદાવાદમાં વસ્યા. એટલે એવી બહુ આશા તમારી પાસેથી ન રાખવી જોઇએ."

આ છેલ્લી ટીકા નવલરામના મુખે સ્મિત આણે છે, તે જોઈ—

કવિ : "કેમ ખરું જ કેહું છ કેની ? વારુ, એક બીજી વાત. એ લેખમાં તમે ગ્રન્થની યોજના ને કૃતિ વિશે તાત્ત્વિક વિચાર આપ્યા છ; વળી ગ્રન્થોની મોહન, શોધન ને બોધનની શૈલી એવા વર્ગો પાડ્યાછ. આ બધું આપણી ગુજરાતીમાં પેહલી જ વાર થાય છ. 'મેઘદૂત' પણ તમે સંસ્કૃતના અજાણને જાણીતું કરવા માંડ્યું, એનો રસ સૌ કોઇને પાવા માંડ્યો ને એને છાપ્યું પણ લાંબી સમજ વાપરીને દેવનાગરી લિપિમાં, એટલે મરેઠી ને હિંદીવાળા પણ જાણે કે એવો સંસ્કૃત ગ્રન્થ અચ્છી રીતે ગુજરાતીમાં ઉતારનાર

પણ હવે પાક્યા છે ગુજરાતમાં. આ બધું, ખરું કહું છું, મને ઘણો આનન્દ કરાવે છે. પણ તમે તો હજી--બોત્તારી! આ તો મારું જ ઘર આવ્યું કે શું?"

નવલરામ (હસીને): "એવું જ કંઈ લાગે છે. મેં જાણીને જ તમને દેસાઈપોળ થઈને ગોપીપરાને રસ્તે ચાલવા દીધા. પછી તો આમલીરાન જ નીકળાયને?...ચાલો, જય સચ્ચિદાનંદ! ને મારી બહુ ચિન્તા કરતા નહિ. બધું થઈ રહેશે, પરમાત્માની મરજી મુજબ—ને તમારી!"

આ છેલ્લો શબ્દ પ્રેમશૌર્યાંકિત સરસ્વતીમન્દિરને દ્વારે અંદર જવા પ્રતિમાવત્ ઊભેલા, નિરંજન નિરાકાર સચ્ચિદાનન્દને વળી મરજી હોઈ શકતી હશે કે કેમ એવી શંકામાં પડેલા, નર્મદને કાને પડતાં તે અર્ધું વિષાદભર્યું સ્મિત કરી, મિત્ર ભણી બે હાથ જોડી મન્દિરમાં પ્રવેશે છે.

# પ્રકરણ સાતમું

૧

એ ઉનાળો સૂરતમાં નવલરામે મુખ્યત્વે એ પ્રકારની તૈયારીમાં ગાળ્યો. તેમણે 'શાળાપત્ર' દ્વારા કરવાના પોતાના કાર્ય માટેની નાની મોટી ઘણીક તૈયારી જારી રાખી; અને એક કે બીજી રીતે ગયાં થોડાં વર્ષના પોતાના જીવનનું પુનરવલોકન કરી ભાવિ જીવનમાર્ગને અગાઉ કરતાં શુદ્ધતર કર્યો, અને તેટલો સ્પષ્ટ ને સુરેખ તેને બનાવ્યો. આ છેલ્લા કાર્યમાં તેમની જૂની તથા ચાલુ રોજનિશી ઘણી ખપમાં આવી. મિત્રોને લખેલા પત્રોની પોતે રાખેલી નકલો વાંચીને પણ આગલા ભાવો નવે રૂપે રસપૂર્વક અનુભવતા કે વિચારોને વિશદ કરી પાસાદાર બનાવતા.

પોતે ચારેક વર્ષ પર ગ્રન્થકારના ધંધા વિશે ખાનગી નોટબુકમાં લખ્યું હતું, "સુથાર સરખાના ધંધામાં પણ કેટલાંક વરસ કોઈના હાથ નીચે કામ કરતાં શીખવું પડે છે. અને પછી પણ જ્યારે તેમાં દરરોજ મ્હાવરો કરે છે ત્યારેજ તે પોતાનું કામ મનમાનતી રીતે સારું કરવાને શક્તિમાન થાય છે. તો પુસ્તક લખવાનું અઘરામાં અઘરું જે કામ તેની પછાડી જ તનમન લગાડ્યા વગર કેમ થાય?"

એ ઉચ્ચાભિલાષ હવે પોતાને જ સિદ્ધ કરવાનો સમો પાસે છે એ વિચારે તેમને આનન્દ થયો અને આ શુભ સમાનો લહાવો લેવા પોતે સૌથી વધારે તનમન લગાડવા માંડ્યું તે કવિઓના કુલગુરુ ઠરેલા ને જેનાથી અનામિકા સાર્થવતી થયાનું રસિક પંડિતો પ્રેમાદરથી કહી ગયા છે તે કાલિદાસની પછાડી જ.

સંસ્કૃત સાહિત્યની સમૃદ્ધિનો પહેલો પરિચય એચ. એચ. વિલ્સનકૃત એના રસિક ઇતિહાસથી પોતાને મળેલો. શાકુન્તલનું એક અંગ્રેજી ભાષાન્તર પણ વાંચ્યું હતું ને પછી મૂળનું સંસ્કૃત સમજતાં પણ બહુ શ્રમ પડ્યો નહોતો. એ અભ્યાસ પાછળ પોતે સડસઠ–અડસઠ-ની સાલમાં ઘણો વખત ગાળેલો ત્યારે તો 'ગુજરાતમિત્ર'માં ગયે ને આ વર્ષે મળીને એ લેખોમાં પોતે શકુંતલા નાટકના ઝવેરીલાલ ને ખખ્ખરના તરજુમાઓ પર, તેમ જ ટ્રેનિંગ સ્કૂલમાંના પોતાના એક સહચારી શાસ્ત્રી રેવાધર ભટ્ટે ગુજરાતીમાં ઉતારેલા રઘુવંશના બે સર્ગ પર, અભિપ્રાય આપી શક્યા હતા.

એ બધી તો પૂર્વતૈયારી. પોતે હમણાં 'મેઘદૂત' ગુજરાતી વાંચનારાને સુલભ કરવાનું જે મહાભારત કામ આદર્યું છે એમાં કેવી લહેર આવે છે, તેનો એકેક શ્લોક હલકદાર મેઘછંદમાં ઉતારતાં. આપણા દેશના ઉત્તમ કાવ્યગ્રન્થો લોકોને માત્ર તેમની ભાષામાં નહિ પણ તેમને બહુ વખતથી પરિચિત કે પરિચિત જેવા જ રાગઢાળમાં આપવા જોઇએ. એ વિના વાંચવાનું કોણ ને સમજવાનું કોણ? મૂળનો રસ પામવાની તો પછી વાત જ ક્યાં રહી? એ પ્રશ્નો ધ્યાનમાં રાખીને જ પોતે સવૈયા ને લાવણીના નવીન સંયોજનથી શાસ્ત્રીયતા-પૂર્વક આ નવો છંદ રચવા માંડ્યો હતો. મંદાક્રાન્તાની લિજ્જત તો કંઈ ઓર ચીજ છે એની ના નહિ. પણ 'શાળાપત્ર' વાંચતા મહેતાજી-ઓને અને એમના જેવી જ્ઞાનકક્ષાના બીજા વાંચનારાઓને એ શા ખપનો? ને બીજી રીતે ધોરણ સાચવી એમને ખપ લાગી શકાતું હોય તો શું ખોટું, બલ્કે તેમ જ કરવું જોઇએ ને? રેવાધર શાસ્ત્રીએ ગુજરાતને આપેલા કાલિદાસના કાવ્યમાં કંઇ ઘણી તેજી નથી, પણ તેણે એ ભાષાંતર પ્રેમાનંદના જેવી જુદી જુદી દેશીઓમાં, ને તે ય ઘણે ઠેકાણે તો નિયમવાળી દેશીઓમાં, કર્યું છે તેથી એ કેટલું મીઠાશવાળું, સરળ ને ગાવામાં મજા આપનારું નીવડ્યું છે!

પોતાના સંસ્કૃતના જ્ઞાન તથા એના ગ્રન્થોની સમજ વિશે

નવલરામને પોતાને પણ, કોઈક વાર તે જરા જુદી મનોવૃત્તિમાં, અચંબો થતો : "હું વળી સંસ્કૃત પંડિત ક્યારનો? મેટ્રિક્યુલેટ તો છું પણ નહિ ને ભંડારકરની 'માર્ગોપદેશિકા' મંગાવેલી જો કે છેક ચોસઠમાં, પણ એને પૂરી સમજવાનું તો છેક હમણાં—એ હમણાં જ કહેવાયને?—બે વરસ પર બન્યું."

૨

"રાતના સવા અગિયાર. કેટલી શાન્તિ છે. સામેવાળો ધોબી પણ બિચારો એના પડોશીને ગાળો દેતો અંતે જંપ્યો. ને હવે આપણે રાતના રાજા. આ રોજનિશી લખી, થોડી જૂની વાંચવી ગમે છે તે વાંચી, પછી થોડો ફાઉલર વાંચી ને બે વાગે સુવાય તો પણ શું ખોટું? મણિને કહી જ મૂક્યું છે કે મારી મેળે ઊઠું નહિ ત્યાં લગી સવારમાં ઉઠાડે જ નહિ—પછી ભલેને કોઈ જાની દોસ્ત મળવા આવ્યો હોય કે કોઈ સાહેબબહાદુર કર્ટિસનું તેડું-એડું આવ્યું હોય.

"ફાઉલર મને ઘણો ગમે છે. ત્રણ વરસ પર ટેટકૃત ફિલૉસૉફી ઑફ એજ્યુકેશન વાંચી ત્યારે તેમાં શિક્ષણના શાસ્ત્ર ને કળા વિશે જે કહ્યું છે તે ઘણું ગમેલું ને હજી કોઈ વાર વાંચું છું. પણ ફાઉલરની વાત ન્યારી જ. કેવી સ્ફટિક જેવી શુદ્ધ શૈલીમાં તેણે કેળવણીનાં જુદાં જુદાં અંગો પર લખ્યું છે! શિક્ષકે બાળકને વશ રાખવામાં પ્રતિષ્ઠાબળ, સ્વભાવ-જ્ઞાનનું બળ તથા અધિકારબળ ત્રણે મેળવવાં જોઈએ ને તેનો યથાઘટિત ઉપયોગ કરવો જોઈએ, એ બહુ સ્પષ્ટ કરી બતાવ્યું છે. વળી શીખવવાની સૂચકપદ્ધતિ તથા વ્યાખ્યાનપદ્ધતિ એ ભેદ, મારી જાણ મુજબ તો, હાલના કેળવણી પરના લેખકોમાં તેણે જ પહેલી વાર આટલી વિગતથી સમજાવ્યો છે ને તારતમ્ય કાઢ્યું છે કે ખીલતા મગજના એવા બાળ શિખનારાની સાથે કામ લેવામાં સૂચક જેવી ઉત્તમ બીજી પદ્ધતિ જ નથી.

"આપણા લોક—લોક તો શું, ટ્રેન્ડ શિક્ષકો પણ—શિક્ષણનાં આ મૂળતત્ત્વો કાં તો જાણતા નથી, કાંતો એને વ્યવહારમાં ઉતારવે આળસુ છે. એ આળસ એમ ને એમ થોડું જ ઊડવાનું છે? એ વિષયો પર જુદીજુદી રીતે વારંવાર લખાવું જોઇએ. મારા જેવાની તો આ ખાસ ફરજ છે. 'શાળાપત્ર' જેવું સાધન પણ એને માટે અનુકૂળ. મને કૈંક અનુભવ પણ છે ને ટુંકો નહિ. આ ધંધામાં આજકાલ કરતાં સોળ વરસ થઇ ગયાં. એટલે વાંચેલાની સાથે વિચારેલું ને વિચારેલાની સાથે ભણાવતાં ભણાવતાં ભણેલું બધુંય આ વિષયો પર લખતાં ઉપયોગમાં લેવું ઠીક પડશે." ભીંત પરની ઘડિયાળ જોઈ: "બાર થયા. લાવ હવે થોડી વાર ગયાં વરસોની નોટબુકો જોઉં. એમાં બીરંગી નવલ ને જ્ઞાની નવલનું કૈં ઑર જ ચિત્ર પડે છે."

ટ્રંક ખોલીને તેમાંથી ચોથિયા ફૂલસ્કૅપના કદની કેટલીક નોટબુકો બહાર કાઢે છે. એમાંથી કઇ પહેલી વાંચવી? હમણાં અમદાવાદમાં લખાયલી નોંધો ને પત્ર-નકલોની બાબત તો મનમાં તાજી જ છે. એ વાંચવાનું આજે તો કૈં બહુ મન થતું નથી. એની પહેલાં તો સુરતમાં લખેલી એ વાંચવી? એમાં વળી ઉદાસીનશીન નવલનું પ્રતિબિમ્બ પડે છે. પણ હમણાં ઉદાસ થવાની ફુરસદ જ કોને છે?

આ સમવિષમમાંથી છુટકારો મેળવવા ચારે ય નોટો ઊલટસૂલટ કરી નાંખી, આંખો મીંચી એક પર હાથ મૂકે છે; પછી આંખો ઉઘાડી જોતાં—

"ઓત્તારીની! અમદાવાદવાળી જ રોજનિશી હાથમાં આવી ગઇ ને શું?" ફરી આંખો બંધ કરી, નોટ ખોલતાં—

"આ બી ઠીક! મધુવચરામને લખેલા પત્રોની નકલ જ અત્તારે વંચાવા નિર્માઇ લાગે છે. ખોટું નથી એ પણ. પત્ર કેમ

નરસિંહરામને પોતાને પણ, કોઈક વાર તે જરા જુદી મનોવૃત્તિમાં, અચંબો થતો : "હું વળી સંસ્કૃત પંડિત ક્યારનો? મેટ્રિક્યુલેટ તો છું પણ નહિ ને ભંડારકરની 'માર્ગોપદેશિકા' મંગાવેલી જો કે છેક ચોસઠમાં, પણ એને પૂરી સમજવાનું તો છેક હમણાં—એ હમણાં જ કહેવાયને?—બે વરસ પર બન્યું."

૨

"રાતના સવા અગિયાર. કેટલી શાન્તિ છે. સામેવાળો ધોબી પણ બિચારો એના પડોશીને ગાળો દેતો અંતે જંપ્યો. ને હવે આપણે રાતના રાજા. આ રોજનિશી લખી, થોડી જૂની વાંચવી ગમે છે તે વાંચી, પછી થોડો ફાઉલર વાંચી ને બે વાગે સુવાય તો પણ શું ખોટું? મણિને કહી જ મૂક્યું છે કે મારી મેળે ઊઠું નહિ ત્યાં લગી સવારમાં ઉઠાડે જ નહિ—પછી ભલેને કોઈ જાની દોસ્ત મળવા આવ્યો હોય કે કોઈ સાહેબબહાદુર કર્ટિસનું તેડું-બેડું આવ્યું હોય.

"ફાઉલર મને ઘણો ગમે છે. ત્રણ વરસ પર ટેટકૃત ફિલૉસૉફી ઑફ એજ્યુકેશન વાંચી ત્યારે તેમાં શિક્ષણના શાસ્ત્ર ને કળા વિશે જે કહ્યું છે તે ઘણું ગમેલું ને હજી કોઈ વાર વાંચું છું. પણ ફાઉલરની વાત ન્યારી જ. કેવી સ્ફટિક જેવી શુદ્ધ શૈલીમાં તેણે કેળવણીનાં જુદાં જુદાં અંગો પર લખ્યું છે! શિક્ષકે બાળકને વશ રાખવામાં પ્રતિષ્ઠાબળ, સ્વભાવ-જ્ઞાનનું બળ તથા અધિકારબળ ત્રણે મેળવવાં જોઈએ ને તેનો યથાપ્રટિત ઉપયોગ કરવો જોઈએ, એ બહુ સ્પષ્ટ કરી બતાવ્યું છે. વળી શીખવવાની સૂચકપદ્ધતિ તથા વ્યાખ્યાનપદ્ધતિ એ ભેદ, મારી જાણ મુજબ તો, હાલના કેળવણી પરના લેખકોમાં તેણે જ પહેલી વાર આટલી વિગતથી સમજાવ્યો છે ને તારતમ્ય કાઢ્યું છે કે ખીલતા મગજના એવા બાળ શિખનારાની સાથે કામ લેવામાં સૂચક જેવી ઉત્તમ બીજી પદ્ધતિ જ નથી.

"આપણા લોક—લોક તો શું, ટ્રેન્ડ શિક્ષકો પણ —શિક્ષણનાં આ મૂળતત્ત્વો કાં તો જાણતા નથી, કાંતો એને વ્યવહારમાં ઉતારવે આળસુ છે. એ આળસ એમ ને એમ થોડું જ ઊડવાનું છે? એ વિષયો પર જુદીજુદી રીતે વારંવાર લખાવું જોઇએ. મારા જેવાની તો આ ખાસ ફરજ છે. 'શાળાપત્ર' જેવું સાધન પણ એને માટે અનુકૂળ. મને કૈંક અનુભવ પણ છે ને ટુંકો નહિ. આ ધંધામાં આજકાલ કરતાં સોળ વરસ થઇ ગયાં. એટલે વાંચેલાની સાથે વિચારેલું ને વિચારેલાની સાથે ભણાવતાં ભણાવતાં ભણેલું બધુંય આ વિષયો પર લખતાં ઉપયોગમાં લેવું ઠીક પડશે." ભીંત પરની ઘડિયાળ જોઈ: "બાર થયા. લાવ હવે થોડી વાર ગયાં વરસોની નોટબુકો જોઉં. એમાં બીરંગી નવલ ને જ્ઞાની નવલનું કૈં ઑર જ ચિત્ર પડે છે."

ટ્રંક ખોલીને તેમાંથી ચોથિયા ફૂલસકૅપના કદની કેટલીક નોટબુકો બહાર કાઢે છે. એમાંથી કઈ પહેલી વાંચવી? હમણાં અમદાવાદમાં લખાયલી નોંધો ને પત્ર-નકલોની બાબત તો મનમાં તાજી જ છે. એ વાંચવાનું આજે તો કૈં બહુ મન થતું નથી. એની પહેલાં તો સુરતમાં લખેલી એ વાંચવી? એમાં વળી ઉદાસીનશીન નવલનું પ્રતિબિમ્બ પડે છે. પણ હમણાં ઉદાસ થવાની ફુરસદ જ કોને છે?

આ સમવિષમમાંથી છુટકારો મેળવવા ચારેય નોટો ઊલટસૂલટ કરી નાંખી, આંખો મીંચી એક પર હાથ મૂકે છે; પછી આંખો ઉઘાડી જોતાં—

"ઓત્તારીની! અમદાવાદવાળી જ રોજનિશી હાથમાં આવી ગઇ ને શું?" ફરી આંખો બંધ કરી, નોટ ખોલતાં—

"આ બી ઠીક! મધુવચરામને લખેલા પત્રોની નકલ જ અત્તારે વંચાવા નિર્માઇ લાગે છે. ખોટું નથી એ પણ. પત્ર કેમ

ચલાવવું એ વિશે હું જ મારો ગુરુ આજે થાઉં ને એ રીતે 'શાળાપત્ર'ની નીતિ ઘડું એવું જ અહીં લખાયું છે."

પત્રમાંથી વાંચે છે: "જે વિચાર આપો તે વિશે પ્રથમ ખુબ વિચાર કરવો, અને ચાલતી બાબતો જેમકે, ગ્રંથવિવેચન, સુધારાના પ્રસંગો ઇત્યાદિ વિષે તો બહુ જ સાવચેતી રાખવી અને કોઈના કહેવાથી અથવા પોતાના મનના ઉછાળાથી સત્યતાનો ત્યાગ અજાણતાં પણ ન થઈ જાય તેને માટે નિરંતર દિલમાં ખટકો રાખવો. 'વિદ્યાવિલાસ'ની સતેજ ઉજ્વળતા ઉપર 'ડાંડિયા' જેવી લેશમાત્ર પણ ઝાંખાશનો અંશ પાડવા દેવો નહીં."

વિચારે છે: "આ છેલ્લું વાકય કવિ કોઈ દહાડો વાંચે તો તેને કેવું થાય? પણ એ વાંચી તેમને બહુ માઠું તો ભાગ્યે લાગે. 'ડાંડિયો' હવે તો ગયું—આ વરસથી જ મુંબઈના 'સન્ડે રીવ્યુ'માં ભળી ગયું, તે દહાડે વાત થઈ તેમ—ને હતું ત્યારે કવિનું લગભગ છેવટ સુધી માનીતું, પણ તેણે ભાવનગર સામે લખીને એમના કોશની જે વલે કરી—કે નહિ તો એ દશા કરવામાં ભાગ ભર્યો—તે એમને ખરેખર ગમતી તો શાની જ હોય?

"ને મેં કહ્યું છે તે ખોટું થોડું જ છે? છેવટમાં તો ગિરધરલાલે જાણે માઝા જ મૂકવા માંડેલી. સરકાર ને સુધારકોથી માંડી બિચારી નવીસવી ફાર્બસ સભાની ને ઝવેરીલાલની, 'ટીકાકાર'ની, 'ચન્દ્રોદય'ની—બધાની એવી ઝાટકણી કહાડી નાખના—કેટલીક વાર તો સુરુચિનો છેક ભંગ કરીને—કે મૂળે તેમનું કહેવું સાચું હોવા છતાં વાંચનારામાંથી જે શિષ્ટ, તેમને એ અળખામણું થઈ ગયલું

"મહીપતરામ એટલી હદે તો એકદમ જાય નહિ પણ એમનો આવેશમય સ્વભાવ જોતાં મને લાગેલું કે પોતાના 'વિદ્યાવિલાસ'ની બાબતમાં ઉછાળાને કાબુમાં રાખે એમ સ્પષ્ટ ઇસારો તો કરવો જ જોઇયે.

"હું બીજાને ઈસારો કરું પણ મને કોણ કરે?—આ બધી અહીં છુપાઈ પડી છ તે મારી વૈખરી વાણીસ્તો!" ધીમું હસે છે. ડોકું ફરતાં પોતાથી વિરુદ્ધ પક્ષનાં 'ચન્દ્રોદય' ને 'ગુજરાત ગેઝેટ'-ના તાજા અંકો નજરે પડે છે તે પરથી: "આવાંની સામે મારો બચાવ? ખરું કહીએ તો એ ગણકારવા લાયક જ નથી. એવાની સામે બચાવ એ જ મોહું અપમાન."

ટં...ગ્!

"એ એક થયો કે દોઢ?" ધારીધારીને ઘડિયાળ જોયા પછી: "દોઢ. હવે કાલ પર રાખું. ફાઉલર બી ભલે ઊંઘતો રહે આજે."

## ૩

વળતે દિવસે રાત્રે ફરી આવીને નવલરામ ઉપર ગયા કે તુર્ત બારણું ખખડ્યું. મણિગૌરી રસોડામાં, તેથી નાના ધીમતને રાખનારી બાઈને નવલરામે ચોકની બારીએથી કહ્યું, "અરે પાલી, ખોલ તો; કોઈ આવ્યું લાગે છે."

પાલી: "એ...હા શેટ, જોતી છું." કરીને ગઈ ને બારણું ઊઘડતાં આવનારને નવલરામે જોયા કે તુર્ત "ઓહો! કોણ વિજયા-શંકર કે? આવો આવો."

વિજયાશંકર (ચોકમાં થઈ પરસાળને દાદરે ચઢતાં): "આવીએ તો ખરાસ્તો, પ્રિન્સિપાલસાહેબ! તન દિ'થી આઈવા છ ગામમાં, પન ખબર બી કહાવી છ કે વિજયાશંકર જરા મોહડું દેખાડી જજો."

નવલરામ: "પણ હજી અહીં કૈં સ્વસ્થ તો થાઉં પછી દોસ્તારોને—તે વળી આપણા જેવા—નિરાંતે મલવાનું હોયની? એ તો ઠીક, પણ વિજયાશંકર, તમે મને એકાએક પ્રિન્સિપાલ કહાંથી બનાવી નાંખ્યો?"

વિજયાશંકર (હીંચકે બેસતાં): "તે અમે થોડા જ તમો લોકની જેમ સાહેબલોકમાં ફરિયે છ તે કોને સું કહેવાય તે સમજીએ?

સમજીએ તે એટલું જ કે અમારા નવલરામભાઈ જે થયા હોય તે ઊંચામાં ઊંચી જગાએ જ જઈને બેઠા છ, અમારા મનથી તો. ને કેમ જાઈણું મારા બોલ ભવિષ્યવાણી નહિ નીવડે ?"

નવલરામ: "ખરી વાત ! તમારી વાણી ફળો. આ સું લાવ્યા છો ? કૈં નવી ચોપડી લાગે છે." લઈને : "ઓહો 'વિજયવાણી' ! તૈયાર થઈ ગઈ ?"

વિજયાશંકર ( સગર્વ ): "એ તો થયલી જ ઉતી ને ?" હૃદય બતાવી, ત્યાંથી આંગળી ચોપડી ભણી કરી, "હૈં ઉતું તે તહીં આઈવું એટલો જ ફરક !" (હસે છે.)

નવલરામ : "સાચું. સાચું," દાદરે પગલાં સંભળાય છે ને પાલવથી હાથ લૂછતાં મણિગૌરી પ્રવેશે છે: "કાં, કેમ છો વિજયાસંકરભાઈ ? એ તો તમને સ્હાના ખબર આપે, કેમ જે એ ન્હૈં ઉતા તારે તમે કેટલી ખબર લીધેલી અમારી ? કોહ જોઉં, કેટલે મહિને આ ઘરમાં પગ મૂકો છ ? ત્રણ થયા કે ચાર ?"

વિજયાશંકર: "મહિના તો સાહેબને હૈંથી ગયાને થયા તેટલા. પૂછો તી' દા'ડે સ્હવારના જ મધુભાઈ ને હું બંને હૈં આવેલા કે નહિ ? ને બીજું એ મણિભાભી, કે હમણા વલી આ ચોપડું છપાવવાની પંચાતીમાં પડેલો એટલે કહાંથી અવાય ?"

મણિગૌરી: "હોસે ભઈ, તમારો પંડિતલોકની તો બધી બલિહારી જ છે. જોવની, એ બી હૈં આઈવા છ તારે રજા ગાલવાને તો બી રાતના બાર–બે વાઈગા સ્હુધી કોણ જાણે સ્હું યે કાગલિયાં ચિતર્યા કરે કે જૂના કાગલની વાંખાવીંખ કરે."

વિજયાશંકર : "માસ્તરસાહેબ, બહુ સંતાપતા લાગો છ, ભાભીને; એ પાણી એ આમ વરાળ કાહડે એવાં નથી."

નવલરામ : "એ તો અમારું એમ જ ચાલતું આવ્યું છ. પણ મણિ, હું એમ કહેતો'તો કે વિજયાશંકર ઘણે દહાડે આવ્યા છ ને તે બી નવી નવી 'વિજયવાણી' લઇને તો હવે આજે અમને–"

વિજયાશંકર : "અમને વિજયાનાં પાન કરાવવાં છટે. એમ જ કની ?" હસી પડે છે; તેમાં તેના મિત્ર સાથ પુરાવે છે.

મણિગૌરી : "બળ્યું, એવા તે આ કેફ કરવા ? અમદાવાદમાં કોણ પાતું ? લાલસંકરભાઈ તો કેફની ઘણા સામે કેહવાય છ. એમના જ ભાણેજજમાઇ દોલતરામની કાકીની છોકરીને હૈં પરણાવી તેણે મોહોલ્લામાં એક બ્હેનપણીને વારેવારે એમ કહ્યું છ."

નવલરામ : "તે તો હું બી રફતેરફતે એવો જ થવાનો-ની ? પણ આજે તો જરા કરી લાવ. આપણા રંગીલા સૂરતની સરખામણી એ લૂખાસૂકા ને કંજૂસ અમદાવાદ જોડે હોય કદી ?"

આ જવાબ પછી મણિગૌરીથી કૈં બોલાય તેમ નહોતું. તે "વારુ, ત્હારે તો જમજો બી હૈં," એમ વિજયાશંકરને કહી નીચે ગયાં. વચ્ચેના થોડા વખતમાં નીચે ઓરડામાં પિત્તળના ને ટિનના નાનામોટા ડબા ખોલાતા—વસાતા સંભળાયા; પછી પાલીના ખડતલ હાથે છીપર પર પથરો ઘરડઘરડ થતો સંભળાયો; ને વીસેક મિનિટમાં તો થાળીમાં મૂકેલાં એનેમલનાં ચાર ઝલકતાં ટંબલર ઉપર આવી પહોંચ્યાં.

એટલો સમય યજમાને નવા કાવ્યગ્રન્થનાં પાનાં ફેરવ્યાં ને અતિથિએ તેમાંના પોતાના દરેક માનીતા કાવ્ય પર નાનું શું ભાષણ આપવું ચાલુ રાખ્યું. શ્રોતા તેમને હોંકારો જ દેતા કે "હં હં, એમ કે ?" "બહુ સારું", "સરસ ત્યારે તો" કહી વધુ પાનાં ફેરવતા.

વિજયા—સેવન પછી બંને જણ જમ્યા—અતિથિ તો સાચા અતિથિની જેમ ઠાંસીને. પરિણામે, અગિયારેકને સુમારે નવલરામના સેવાભાવી પડોશી તુળજારામે ધ્રૂજયમાન પગના ઊંઘરેટા કવિને નવલ-રામે મંગાવી આપેલી ભાડુતી ગાડીમાં ભાગાતળાવથી લીમડીકૂઈ સુધીના રસ્તાનો સાથ કરાવવો પડચો.

૪

નવલરામ પણ એ રાતે ફાઉલર તો શું, નવું 'રાસ્ત ગોફતાર'

પણ વાંચી શક્યા નહિ; 'મેઘદૂત' ભૂલી જ જવાયું; રોજનિશી આગળ, નવી લખાઈ નહિ; જૂની વાંચવાનો કાલનો અધૂરો કાર્યક્રમ એવો જ રહ્યો. બાકી એ અમલમાં મુકાયો હોત તો ગયા વર્ષની પોતાની એક નોંધમાં પોતે વાંચત: "યોગિયો અને કવિયો કેફની પ્રશંસા કરે છે તે સ્વાભાવિક જ છે કેમકે તેને રસાનુભવ જ કરવો છે." તેમાંથી એવા ભાવાર્થનું કથન પણ નીકળત કે ફિલસૂફને પણ કેફ પસંદ આવવો જોઈએ કેમ કે એના વડે બુદ્ધિને સતેજ કરીને જ તે ભાવનાઓની પરસ્પર તુલના યોગ્ય રીતે કરી શકે, તેમ જ વિવિધ ઘટનાઓમાંથી તર્કસિદ્ધ અનુમાનો દોરી શકે.

એ વખતે કદાચ ગયા જ વર્ષવાળો પ્રારબ્ધવાદ પરનો એક જ જાડી નોટબુકમાં લખાયલો અંગ્રેજી નિબન્ધ પણ હાથ ચઢી જાત. "પ્રારબ્ધવાદ આર્યોનું ચેતન છે. It is .....a living principle with the inhabitants of India. Everything that happens is invariably referred to it."

પાશ્ચાત્ય વિદ્વાના મતાનુસાર માનવી સ્વતંત્ર છે; માનવીના સુખદુ:ખનો આધાર એ વિદ્વાના મતે બાહ્ય સૃષ્ટિના નિયમો તથા માનવીની પોતાની પર છે: આવા વિચારો પણ તેમાં વંચાત.

વળી વંચાત ઇશ્વર ને સૃષ્ટિયોજના વિશેનું પણ કેટલુંક ચિન્તન: સૃષ્ટિમાં સર્વત્ર યોજના નિર્મેલી દેખીએ છીએ, એ યોજનામાં જ ઈશ્વરને પ્રત્યક્ષ કરીએ છીએ, તો પછી સર્વને યોજેલું કલ્પી નિર્મેલું ન કહેવું એ તો વદતોવ્યાઘાત થાય. જેમ સૃષ્ટિમાં તેમ મનુષ્યનાં કૃત્યોમાં પણ યોજના ને નિર્માણ બેઉ છે: "In the moral world, the Providence of God is manifested in the peculiarly divine aspect of drawing good out of evil, the worst passions of human beings being freed against their nature to be conducive to general good." આનાં દૃષ્ટાંત

ઇતિહાસમાં એ મળે છે કે પેલેસ્ટાઇનમાં લોહી રેડયાને પરિણામે મધ્યકાલના યુરપની અવિદ્યા નષ્ટ થઈ; તેમ જ, અંગ્રેજોની વેપારી પેઢી હિંદમાં આવી ને તેના દ્વારા ઘણા ગેરલાભોની સાથેસાથે ઈશ્વરે એ પણ કર્યું-કરાવ્યું કે ભારતદેશનું ઘડતર નવેસર થાય.

નિબન્ધનું અંતિમ તારતમ્ય વેદાન્તને અનુલક્ષીને જે આણેલું તે એવું કે પ્રારબ્ધ ને પુણ્યપાપનો સંયોગ ઈશ્વરની અકલિત માયાનું એક દૃષ્ટાંત છે; માનવબુદ્ધિએ એ બેને ઈશ્વરદત્ત ગણવાં; અને એ વાતમાં ઈશ્વરના મર્મ ઉકેલવા માનવની બુદ્ધિ અસમર્થ છે.

× × ×

બીજી કેટલીક નોંધો હમણાં જ અમદાવાદમાં લખી તેમાંની નકલો સિવાય પત્ર પણ નજરે ચઢત. તેમાં વંચાત–ને કેટલેક અંશે રમૂજ સાથે વંચાત–અમદાવાદમાં રહી કરવાનાં કામોની વીગત:

"૧ કાયદાનો અભ્યાસ કરી આવતી પરીક્ષામાં ગમે તેમ કરી જવું અને ઘરમાં એકલો છું એટલામાં એ વખત જવા દેવો નહી. આ શાળાપત્ર બળી જાય તો ઠીક (કે કંઇ વખત મળે!)

"૨. જુના કવિયોના અને સ્વામીનારાયણના ગ્રંથો એકઠા કરવા.

"૩. પોબાના લોક મને Spectator ના જેવો સુમડો ગણે છે માટે એ બધામાં વધારે મળતાવડા થવું.

"૪. મ્હોટાં માણસો અને તેમાં વિશેષે ન્યાયખાતાનાં માણસો સાથે મિત્રતા કરવી."

માત્ર વેદિયા બની જવાય નહિ અને વ્યવહારદક્ષ પણ થવાય ને રહેવાય માટે લોકોમાં—તેના અનેક જુદાજુદા શિષ્ટ વર્ગોમાં—ભળવાની યોજના પણ તેમાં જ વાંચવામાં આવત. સૂરતી બોલીને મુકાબલે 'મોહન' કહેવાય તેવી ભાષા વાપરવા માંડવાની તૈયારી પણ સૂચવાઈ હોત.

પણ હળતામળતા થવાનું એટલું બધું સહેલું નથી : “ આ કામમાં મ્હોટું વિઘ્ન તો એ છે કે હું પોતે જ વાતો કરતાંકરતાં ઘડીઘડી મ્હારા પોતાના વિચારમાં પડી જાઉં છું.” એ કટેવ ટાળવાની જ, જનમંડળ પ્રત્યેના ધર્મો પોતે યથોચિત બજાવી શકે માટે – “ અને આ સારુ ખાસ કરી રોજનિશી રાખવી જોઇએ ”

અમદાવાદમાં પોતાની પાસે કોઈ ઊગતો લેખક આવેલ; એ અનામી પારસી પણ રોજનિશીમાં ઝડપાઇ ગએલો. “ કેવો બેવકૂફ માણસ ! એને વળી માસિક પત્ર ક્હાડવું છે ને તંત્રી થવું છે તે મ્હારી સલાહ પુછે છે ! પુસ્તકો છપાવવાની લોકને ઘેલાઇ લાગી છે તે જે તે શક્તિ વગરનો જુવાનિયો લખવા ઉભો થાય છે ! !”

સાઠોદરા કવિ અલખણુલાખી વિશે જે સાંભળેલું તે પણ ઉપ-યોગી જાણી ટપકાવી રાખેલું. એ કવિ પહેલાં દુરાચારી હતા ને પછી ઈશ્વર પ્રત્યે વળેલા; તેમના પચીસેક શિષ્ય થએલા. “ મરતી વખતે પોતાની બ્હેનને પોતાનો ચોકો કરવાને કહ્યું, પોતાની મેળે ત્યાં જઈને સુતા અને ઘડી એકમાં દેહત્યાગ કીધો.

“ એનાં કેટલાંએક પદ લલ્લુભાઈ નામના મારાથી ત્રીજે ઘેર રહેનારની પાસે છે.”

## પ્રકરણ આઠમું

### ૧

અમદાવાદની મેલ ટ્રેનિંગ કૉલેજના વર્ગમાં નવલરામનું ભાવનાત્મક પ્રવચન વીશ વિદ્યાર્થીઓ એકચિત્તે સાંભળતા હતા.

"આપણે વેકેશન માટે છૂટા–"

એક વિદ્યાર્થીએ હાથ ઊંચો કરી તેની તર્જની લંબાવી છે એ જોઈ "કેમ, કંઈ પૂછવાનું છે?"

"હા, સાહેબ." "પૂછો."

"સાહેબ, 'વેકેશન' એટલે?"

નવલરામ (મોં સહેજ મરકાવી): "હં હં, મેં જાણ્યું આપણા વિષયને લગતી કંઈ મુશ્કેલી હશે. પણ એ શબ્દ ગુજરાતી જ ભણેલા તમારામાંથી કેટલાકને અજાણ્યો હોય એ બનવા જેવું છે." પહેલા નંબર ભણી જોઈ, "છોટાભાઈ, કહો જોઉં, વેકેશન એટલે શું."

છોટાભાઈ (ગોખેલ અર્થ બોલનારની અદાથી): "ઉનાળાની લાંબી રજાને વેકેશન કહે છે."

નવલરામ (ફરીથી મરકતે મુખે) "ખરું, પણ ખરેખરું નહિ. ઉનાળાની એ તો સમર વેકેશન; પણ માત્ર વેકેશન એટલે–?"

ઘણાખરા વિદ્યાર્થીઓ (સાથે ને એકરાગે): "લાંબી રજાઓ."

નવલરામ: "હાં, હવે શાન્તિ રાખો. હું કહેતો હતો તેમ, આપણે એપ્રિલમાં વેકેશન માટે છૂટા પડચા ત્યારે નક્કી કર્યા પ્રમાણે, ઊઘડતી રજાનો તમારો પહેલો પાઠ 'મહેતાજીના ધંધાની પવિત્રતા' વિશે છે. કેટલાકને મતે 'મહિતા' ઉપરથી મહેતાજી શબ્દ આવ્યો છે." અહીં ત્રણ ચાર જણાને ઝટઝટ નોટબૂક ઉઘાડી, અંદર કંઈક

સળી લેતા જોઈ,—" એ સળી રાખવાની જરૂર નથી. આવા સાદા ને ટૂંકા શબ્દાર્થ તો એમ ને એમ યાદ રહે તેટલી આપણી સ્મરણ-શક્તિ આપણે કેળવવી જોઈએ. બીજું એ કે આ વ્યુત્પત્તિ તો માત્ર એક તર્ક છે." વળી એક જણે આંગળી ઊંચી કરવાથી "કેમ, શું પૂછવું છે ?"

"સાહેબ, વ્યુત્પત્તિ એટલે ?"

નવલરામ : "તમે સૌ ચાર ગુજરાતી તો ભણીને આવ્યા છો એટલે એ શબ્દ ન જાણો એ નવાઈની વાત." બીજા નંબરને—"બોલો તો કાનુભાઈ, વ્યુત્પત્તિનો અર્થ શો ?"

કાનુભાઈએ સંભાળથી એ શબ્દ દાખલા સાથે સમજાવ્યા બાદ, નવલરામ : "છોટાભાઈ ઊભા થાય." (એ ક્રિયા થઈ રહી એટલે) "એ વિષયના કોઈ ગુજરાતી ગ્રન્થનું નામ જાણો છો, છોટાભાઈ ?"

છોટાભાઈ : હા સાહેબ."

નવલરામ : "એ નામ આપો જોઈએ, કર્તાના નામ સાથે."

છોટાભાઈ (છટાથી) : "આપણા પ્રિન્સિપાલસાહેબ આજમ મહીપતરામ રૂપરામ નીલકંઠે 'વ્યુત્પત્તિપ્રકાશ' નામે ગ્રન્થ રચ્યો છે અને તે મહેરબાન કેળવણીખાતાના ડિરેક્ટરસાહેબે નામદાર સરકાર તરફથી પ્રસિદ્ધ કર્યો છે."

નવલરામ : "બરાબર. સૌ આ હકીકત ચોક્કસપણે યાદ રાખજો, કેમ કે આગળ જતાં એ પુસ્તક તમારે શીખવાનું છે. હવે આગળ ચાલીએ."

તેમણે આગળ ચાલતાં ચડતા ગુજરાતના એ ઊગતા કિશોરોને પ્રેરાવ્યું કે મહેતાજીનું જેમ નામ મોટું છે તેમ તેનું કામ પણ મોટું છે કેમ કે તેણે હિંમત ધરીને મનરૂપી ખેતરની ખરી ખેતી સમાજમાં કરવાની છે. એ કામની ખરી કદર લોકોને તો નથી, તેઓ તો મહેતાજીના કામને હલકું ગણે છે; પણ આપણે તેથી ઉત્સાહભંગ થવું નહિ, કેમ કે જે ખંતથી મનની ખેતી વધારે ને વધારે ઊંચો

ગણાય છે ને તેથી વિદ્યા જેવી ઉમદા વસ્તુ મનની મહેનત દ્વારા પ્રજાને આપનાર મહેતાજીનો ધંધો ઊંચો તેમ જ ઘણો લોકોપયોગી છે, પવિત્ર પણ છે. વળી, શાસ્ત્રના બાંધનારા અને ધર્મના ચલાવનારા જેટલા ઉપયોગના છે તેટલા જ ઉપયોગના વિદ્યા ભણાવનારા છે—અથવા ખરું જોઈએ તો તેથી પણ વધારે ઉપયોગના છે; કારણ, મહેતાજીએ મનક્ષેત્ર બરાબર ખેડ્યું ન હોય તો તેમાં શાસ્ત્ર અને ધર્મનાં બીજ કદી પણ જોઈએ તેટલાં ખીલી નીકળવાનાં નહિ.

આ પ્રકારના ભાવનાત્મક અને સાથે સાથે વિચારમય પણ ખરું, એવા કેટલાક વધુ પ્રવચનને અંતે શિક્ષકે એ દિવસના પાઠની મુખ્ય મતલબ બરાબર યાદ રહેવા માટે શિષ્યો પાસે જ્યારે પદ્યાત્મક રૂપે આમ મૂકી ત્યારે તેમણે સૌએ અડોલ એકાગ્રતાથી એ ચિત્તમાં ઉતારી :

મે'તાજી બહુ મોટું તુજ, નામ તેમ છે કામ;
કર ખંતે મન-ક્ષેત્રની, ખરી ખેતિ ધરિ હામ;

૨

સ્થળ એ જ ને સમય થોડા દિવસ પછીનો. ભણનારા એ ને એ જ. એ દિવસના પ્રવચનની તૈયારી ...

આદિશિક્ષકોમાંના એક નવલરામના એ શિષ્યોમાં કેટલાક નાગર મુત્સદ્દીઓના ને થોડાક બ્રાહ્મણ શાસ્ત્રીજીઓના પુત્રો હતા; બે-ચાર વાણિયા વેપારીના પુત્ર પણ ખરા. પ્રત્યેકના કુટુંબમાં અમુક કક્ષાના વિદ્યાના સંસ્કાર હોવાથી જ ફારસી, સંસ્કૃત અથવા નામું ને બોડિયા અક્ષરે કાગળપત્ર લખી જાણનાર તેમના પિતાઓએ તેમને, અંગ્રેજ સરકારે દેશીઓની બુદ્ધિ ખિલવવા ને નીતિ સુધારવા મહામહેનને ને મહેરબાનીની રાહે દેશમાં દાખલ કરેલી નવી વિદ્યાનો લાભ ઉઠાવવા પહેલાં નિશાળોમાં ને હવે ત્યાંથી આ ટ્રેનિંગ કૉલેજમાં મોકલ્યા હતા.

મનરૂપી ક્ષેત્રના એ ભાવિ, હોંસીલા ખેડૂતોએ વરમાં ખેતબાજી

ચાલતી કે શ્લોકો રટાતા સાંભળેલા; અથવા તો દુકાને બોલાતું સાંભળેલું કે કાગળમાં કોઈ વાર "કકઅજમરગયછ અનકકકટછ" એવું લખાઈ આવે તો એને અક્કલ બરાબર વાપરી, "કાકા અજમેર ગયા છે અને કાકી કોટે છે" એમ ઉકેલવું - નહિ કે "કાકા આજે મરી ગયા છે અને કાકી કૂટે છે."

આટલું જ્ઞાન તો એ જુવાનીમાં પ્રવેશતા જ્ઞાનપિપાસુઓને હતું જ, પરંતુ જેમ તેમના બાપદાદાને તેમ એમને પોતાને પણ ભણતર ભણાવવાનું કોઇ શાસ્ત્ર હોય કે તેમાં વળી કળા કારીગરી જેવું કૈંક હોય એ વાતનું સ્વપ્નું પણ કદી આવેલ નહિ. ઊલટું, પોતાના નવા ગુરુ એ વિષય પર જે કંઇ બોલ્યે જાય છે તે પોતે સ્વપ્નામાં તો સાંભળતા નથીને આવો પ્રશ્ન કરાવે એટલું બધું દિવ્ય, તેમનામાં જે વિચક્ષણો હતા તે ગુરુની એકધારી વાણી રસેરસે પી જતા હતા, તેમને લાગતું હતું; અને બાકીના, જાણે નાના શા જડભરતો હોય તેમ જે બોલાતું તે સ્તબ્ધ બની, ન સાંભળ્યાની જેમ સાંભળ્યે રાખતા હતા.

એ વાતાવરણમાં, એ પીઠિકા સાથે, ગુરુજીનું પ્રવચન થયું શરૂ ... ... ...

"ત્યારે, આપણે પ્રથમ કહ્યું હતું તેમ સઘળા ધંધામાં કળા અને શાસ્ત્ર એ બંનેની જરૂર છે. સુથાર કે કડિયાના કામમાં પણ શાસ્ત્ર છે, અને તે કળા ઘણા મહાવરાથી જ શિખાય છે."

આ છેલ્લા વાક્ય દરમ્યાન પાછલા બાંકડાઓમાંના એક પરનો વિદ્યાર્થી છેડે બેઠેલા ભાઇબંધ ભણી જોઇ હસતોહસતો કરવત ચલાવવાની ચેષ્ટા કરે છે ને પેલો જવાબમાં લેલા વડે ચૂનો દેવાની ક્રિયાનો અભિનય કરે છે. એ નાટ્યપ્રયોગો પળેક ચાલવા દઈ, વાક્ય પૂરું થયે–

નવલરામ (બંને ભણી વારાફરતી જરા વાર ટીકીને જોયા પછી, ટાઢાશથી): "તમો બેઉ કોલેજ છોડ્યા પછી તો એ

કામો કરવાના જ છો, એટલે હમણાં ધ્યાન આપો ને બીજાને આપવા દો." મુખ બીજે ફેરવી, "છોટાભાઈ કળા એટલે શું?"

છોટાભાઈ (ગોખેલું ગબડાવ્યે જતા): "કોઈ પણ કામ સારું અને સહેલથી કરવાની રીતિઓનું જે અનુભવજ્ઞાન તેને કળા કહે છે."

નવલરામ: "બરાબર, અને રામભાઈ, તમે કહો જોઉં, શાસ્ત્ર શાને કહે છે."

રામભાઈ: "શાસ્ત્ર એટલે કળાના નિયમોનાં કારણ જાણવા અથવા—અથવા..." (આંખ નોટબુક પર ફેરવી લઈ)—"અથવા તે નિયમો જે કારણ ઉપરથી બંધાયા છે તે સમજવું."

નવલરામ: "દાખલો આપો જોઈએ."

રામભાઈ: "માણસ ઘડિયાળ વાપરી તથા તેને ચાવી દઈ જાણતો હોય તો એ કળા ખરી પણ તે અટકી પડે તો ફરીથી એને કેમ ચલાવવી એ જાણનાર તેનું શાસ્ત્ર પણ સમજે છે એમ કહેવાય."

નવલરામ: "બરાબર કહ્યું. બીજો દાખલો લઈએ તો કોઈ વીજળીનો તાર જોઈજોઈને ચલાવતાં શીખ્યો, માટે શું હવા વગેરેનાં હજારો કારણોથી તેમાં જે વિઘ્ન આવી પડે છે તેનાં કારણ તે કદી પણ સમજવાનો? એ જ પ્રકારે સઘળી કળાનું છે. શાસ્ત્ર જાણ્યા વિના માત્ર કળાનો અનુભવ અંધારામાં અથડાવા જેવો છે."

ટ ન્ ટ ન્—ટ ન્ ટ ન્ ટ ન્!!

નવલરામ: "ચાલો, આજે તો વખત થયો એટલે બસ; પણ હવે (બારી બહાર જોઈ) તમારામાંથી કેટલાક પાઠ બરાબર (પાછી નજર વર્ગમાં ફેરવતાં) ઘેરથી તૈયાર કરતા નથી એટલે જવાબ દેતાં તેમણે નોટનો આશરો લેવો પડે છે. આ ઘણું ખરાબ બલ્કે શરમભર્યું કહેવાય. હવેથી કોઈ પણ તેવું કરતો નજરે ચઢવો જોઈએ નહિ."

૩

વળતે દિવસે શિક્ષણશાસ્ત્રની જરૂર વિશેનું એ પ્રવચન આગળ ચાલ્યું ને પૂરું થયું તેમાં વિદ્વાન અને અનુભવી શિક્ષકે એ વિષય

નિરૂપતાં તેને અંગેના આપણા સમાજના ઉલ્લેખ કરી, એ દૂર થવાનો અગત્ય સમજાવતાં તેમ જ ખરા શિક્ષકની ભાવના સમજાવતાં વિષયનાં ઘણાં મહત્ત્વનાં અંગો ટૂંકામાં પણ સ્પષ્ટપણે ચર્ચ્યાં:

"ઘણા લોકો એમ જ જાણે છે કે છોકરા ભણાવવા એમાં તે શું ? ફક્ત મહેતાજીએ થોડું ભણવું જોઇએ, અને પછી પોતાને આવડતું હોય તે છોકરાના મનમાં ભરવું એમાં તે શું ભારે કામ છે ?

"વળી, લોકો તેમ ઘણા મહેતાજીઓ પણ એમ જ સમજે છે કે આપણામાં વિદ્યા છે તો છોકરાંને ભણાવતાં કેમ નહિ આવડે ? નિશાળથી તુર્તમાં ઉઠેલો છોકરો પોતાના મનમાં એમ સમજે છે કે હું પ્રથમના મહાવરા વગર કારકુન, દલાલ, સુથાર કે સોનીનું કામ તો નહિ કરી શકું, પણ જો મને એક નિશાળ સોંપે તો તેનું કામ હું ધમધોકાર ચલાવું.

"આવું માની બેસનારને આપણે એમ કહીએ કે શી રીતે ભણાવવું તે તારે જાણવું જોઈએ એટલું જ નહિ, પણ તે પ્રમાણે શિખવવાના કામનો કોઈ કાબેલ ગુરુના હાથ હેઠે મહાવરો કરવો જોઇએ, તો તેને બહુ જ નવાઈ જેવું લાગશે, અને તે બેશક હસીને આપણા સામું ટકટક જોયા કરશે. પણ એ મોટી ભૂલ છે. એમ જેઓ સમજે છે તેઓ પોતાનો ધંધો પોતાની મેળે જ હજામ કરતાં પણ હલકો ગણે છે કેમકે હજામના છોકરાથી પણ કેટલી રીતે હાથ ઠેરવ્યા વિના પોતાનો ધંધો થઇ શકતો નથી."

એ કલાકનું કાર્ય પૂરું કરી નવલરામ વર્ગ બહાર નીકળ્યા ત્યારે સંખ્યાબંધ લટપટારા તેમને કાને પડ્યા, એ સાંભળી પોતે ખિન્નતામય સ્મિત કરતા, આગળ ચાલતા, મનમાં બોલ્યા: "એ લોકનો બી વાંક શું ? કેટલાક બલ્કે ઘણા તો પગાર મલવાના માટે જ ભણવા આવે છે. ને મારે દાખલો તો ઝટ એમને સમજાય એવો જ આપવો જોઈએની ? ફાઉલર એમ જ કરવાનું કહે છે."

૪

સૂરત જિલ્લાના ગામડા કડોદમાં ઊછરેલાં ને સહેલાણી સૂરતમાં વિશેક વરસથી ઘરસંસાર ચલવતાં મણિગૌરીને અમદાવાદ તો પારકા પરદેશ જેવું લાગ્યા કરતું હતું. ખાડિયામાં અમરતલાલની પોળમાં રહેવાનું ઘર તો ઠીક હતું પણ પડોશણ એ સૂરતી યુવતીને સહેલી કે બરાબર ખુલ્લા દિલની ન લાગી. બોલેચાલે તે ય ઉમળકા વિનાનું. સૂરતની માફક અહીં લોકો પૈસો સાચવી તેમ વાપરી પણ ન જાણતાં. મણિગૌરીએ એ શહેરમાં છતે પૈસે વેઠાતું દળદર પહેલા જ થોડા દિવસોમાં એટલું બધું દીઠું કે એક રાતે આવા કેટલાક અનુભવો વર્ણવ્યા બાદ તેમણે પતિને પૂછેલું: "આ તે જૈનપુરી કે જંઈપુરી ?"

એ 'જંઈ' શબ્દ પણ અમદાવાદમાં જ પોતે પહેલો શીખેલાં—જેમ, નોકરોને મોંએથી જૂનાં નામના નવા ઉચ્ચાર 'લેંમડો' ને 'મેહું' પણ પહેલા જ સાંભળેલા, એ સાંભળી હસીહસીને વાજ આવેલાં; ને શરૂઆતમાં તો લગભગ રોજ નવલરામ જમવા માંડે એટલે કાં તો "આજ તો કઢીમાં લેંમડો નાખ્યો છ, હોં. સ્હવાદ આવેછની ?" અથવા "આજ દાળ્યમાં બે'ક મેહું વધુ પડી જ્યું છ. હોં" એમ વિશુદ્ધ ઠાકરડાશાઈ ગુજરાતી બોલી હસતાં ને હસાવતાં.

આવું વાતાવરણ તાજું હતું તેવામાં એક બપોરે રજાને દિવસે નવલરામ નીચા કઠેરાની બારીમાં બેસી એ અઠવાડિયાનું 'ગુજરાતમિત્ર' વાંચતા હતા, ત્યાં રસ્તે ફેરિયાની બૂમ સંભળાઈ—ને એ સાંભળતાં જ, મેડીની લગભગ અધવચ, અગાસીના બારણાને અજવાળે ઘઉં વીણતાં મણિગૌરી "સ્હું વેચતો હોસે" કરતાં બારીએ ડોકાયાં, નવલરામનું ડોકું પણ ફર્યું.

ક્ષણેક ગઈ ને જરા આગળ ગએલ વેચનારે ફરીથી ઝડપબંધ કર્કશ ઉચ્ચાર કર્યો "લેઓરે લેંપવાની માટી...અ."

મણિગૌરી : "સ્હું, એ સ્હું બોલે છ? આ ટોપલીઓમાં લાલલાલ સ્હું છે?"

નવલરામ : "લીંપવાની લાલ માટી. લેવી છ?"

મણિગૌરી ( હસી પડી ) : "ઓ મારા બાપ! મેં તો દૂરથી કૈં દરાખ–દાડમ જેવું સાંભર્યું કે સ્હું એટલે મેવો વેચાતો હોસે સ્હમજીને હું તો આવી દોડતી કે લાવ લઈ એ, કૈં અમદાવાદી મેવો નવો મલતો હોય તો લઈએ."

નવલરામ : "મેવો તો આપણા સૂરતનો વેચનારા બી કેવા રસિક. યાદ છે ને આપણા મહોલ્લામાં આવતો તે ફાલસાવાળો?"

મણિગૌરી : "હા રે, નહિ કેમ? બિચારો ઘરડો ને ચાલે ધીમો ધીમો; કપડાં બી બધાં ફાટલ.; પણ બોલે કેવા ઘેરા અવાજથી લાહેકાવીને "ઠંડે મીઠે ફાલસે ..."

નવલરામ : "ને તારી શાકવાળી, દાતણવાળી?"

મણિગૌરી : "હોવે, બધી રોજ મને નામથી બોલાવતી જ આવે. 'મણીબેન, કૈં લેવાનાં કે?' ને હું પૂછું 'સ્હું લાવી છ?' તો કહેસે–"

"છે રે ફોતરું...ઉં" શેરીમાંનો આ નવો સાદ ને સૂર સાંભળી, વાત દરમ્યાન મેડીમાં જઈ બેઠેલાં મણિગૌરી વળી બારીએ ધસી આવ્યાં ને દીઠી એક ટોપલા સહિતની કુંભારણ, ગધેડાંને સારુ ડાંગરનાં ફોતરાં વેચાતાં લેવા આવેલી.

એને જોઇ તે બિચારાં છોભીલાં પડી ગયાં. પતિપત્નીએ હસાહસ કરી મૂકી. એ સાંભળી, મેડીમાં જ રમતા ધીમત ને ડાહ્યાભાઇ એક બીજા સામે જોઈ ખૂબ હસવા લાગ્યા.

મણિગૌરીએ પાછાં પોતાની જગ્યાએ જઇ ઘઉંની થાળી હાથમાં લીધી ને બોલ્યાં: "મને તો સ્હૂરત વધારે ને વધારે હૈયે ચઢી આવે છ, આ લોકને જોઉં છ જોઉં છ ને."

નવલરામ (પત્નીની ઝંખના સતેજ કરતા) : "એમ તો,

અત્યારે જ વખતે બોલતી હોસે એ આપણી ચાંપાવાળી કહાં કમ છે? સું એનો કંઠ! સું એની હલક! ઉપાડે ધીમેથી ને છેવટ લંબાવે કેવું મધુરું, મધ્યમ સૂરે: 'સોનવાડીના...ચાંપા લો, ચાંપા......!' મને તો પેલો કોઈ બાદશાહ એ સાંભળી યાદ આવે છઃ સુંદરીના ગાલ પરના તલ માટે તે સમરકંદ ને બુખારા આપી દેવા તૈયાર થયલો તેમ એ ચાંપાવાળીનો અલૌકિક કંઠ પણ એવી જ ઉમદા ભેટને લાયકનો મને તો લાગે છે."

આ સાંભળી મણિગૌરી મોં મરકાવતાં નેહભર્યાં ઠપકાની નજર પતિ પર ઠેરવે છે ને નવલરામ એ જોઈ સ્મિતમય વદને, ધીરે રહીને, છાપાનું પાનું ફેરવે છે.

૫

જ્ઞાતે નવલરામની જેમ વિસનગરા જ એવા પીતાંબરદાસ દેરાસરીનો તેર–ચૌદ વરસનો ડાહ્યાભાઈ નવલરામની પાસે અંગ્રેજી વ્યાકરણ શીખવા આવતો તે તો પોતાના મોસાળના નાતાથી. એના મામા ઓચ્છવલાલ સૂરતમાં સરકારી નોકરીમાં દાખલ થયા ત્યારથી તેમનો નવલરામની સાથે સંબંધ હતો. એ વખતે કિશોર વયનો ડાહ્યાભાઈ ત્યાં નવલરામની જ–સરકારી–હાઈસ્કૂલમાં ફર્સ્ટ ને સેકંડ સ્ટાંડર્ડ ભણતો ને તેના એક શિક્ષક–નવલરામના મદદનીશ કેશવરામ માસ્તર એવામાં (૧૮૬૯માં) છપાતા 'વીરમતી'નાં પ્રૂફ નિશાળમાં વિશ્રાંતિકાળે જોતા ત્યારે એ નાટકમાં પદ્યભાગ આવે તે કુદાવી જઈ, વીર ને કરુણરસિક ગદ્યભાગો હોંસભેર છટાથી વાંચતો.

ઓચ્છવલાલનાં સર્વ ભાણેજરાં નવલરામને પણ નવલરામ-મામા કહેતાં થઈ જાય એટલો ઘરોબો બંને કુટુંબ વચ્ચે સૂરત-માંથી જ હતો અને એ જાણે ટકાવી રાખવા માટે જ પ્રારબ્ધ એવી રીતે અનુકૂળ થયું કે એ બાળકોના—ખરા તેમ જ કહેણા—બંને મામાઓની બદલી લગભગ સાથે અમદાવાદમાં થઈ. આ સુયોગનો લાભ લઈ ઓચ્છવલાલે ડાહ્યાભાઈને ગુજરાતી તેમ અંગ્રેજી ભાષા

પર પણ સારું પ્રભુત્વ ધરાવતા નવલરામને ત્યાં અઠવાડિયે ત્રણ-ચાર દિવસ અંગ્રેજી વ્યાકરણ શીખવા મોકલવા માંડ્યો.

નવલરામ પોતાને નવરાશ હોય તે પ્રમાણમાં એ તેજસ્વી કિશોરને જુદાંજુદાં 'નાઉન્સ' તથા 'પાર્ટિસિપલ્સ'ના ભેદ, ચોપડીમાં હોય તે ઉપરાંત પોતાનાં નવાં ઉદાહરણ ઉમેરી, સમજાવતા ને કિશોર એ ગહનતામાં બને તેટલું ઊંડે ઊતરતો ય ખરો. દિવસની જરૂરપૂરતું શીખવીને નવલરામ પોતાને કામે વળગે ને શીખનાર સામી ખુરશીએ આસન જમાવી શીખેલું ચોપડીમાં કે નોટબૂકમાં જોઈ જોઈ વાગોળે. પણ તેની એ પાઠસમાધિ ગુરુ અને મુરબ્બી નવલરામમામાની ત્યાં હાજરી હોય તેટલો જ વખત ટકતી. તેઓ ત્યાંથી ખસતા કે તે ટેબલનો કબજો લેતો, કાગળિયા ફેંદતો, ચોપાનિયાં ઉથલાવતો, હજી નવા જેવું નર્મકવિતાનું જબરદસ્ત લાંબુપહોળું પુસ્તક ખોલી રાગપૂર્વક લાવણીઓ લલકારતો ને એ ગીત–સંગીતથી આકર્ષાઈ ચારેક વર્ષનો ધીમત ગાનારની ખુરસીએ ચઢવા માંડે એટલે "Don't disturb me !" કહેતાં તેના વાંસામાં ધબ્બો લગાવતો. ધીમત પોતાની બાને વહારે બોલાવવા માંડે ત્યાં તો ડાહ્યાભાઈએ એનો વાંસો પંપાળી એને છાનો રાખ્યો હોય; "એ તો ખાલી બૂમો મારે છે" એવો ખુલાસો તેણે (વચ્ચે પોચો એક ચીમટો પેલાને બાવડે ભરી લઈ) રસોડામાંથી એંઠે હાથે આવી પહોંચેલાં મણિગૌરીને કર્યો હોય; તેમણે તો ડાહ્યાભાઈની કવિતાનો ગમતો, બુલંદ સ્વર પાછો ચાલુ થઈ જતો જ સાંભળ્યો હોય એટલે નાહીને ઉપર આવેલ નવલરામ જ્યારે તડૂકીને "આ ઓચ્છવલાલભાઈનો ભાણુજો વળી શું કાગળિયા ફાડવા ચઢ્યો છે કે ? તોફાન કરે છે ને કરાવે છે!" એમ બોલે ત્યારે તેમનાં પત્ની ડાહ્યાભાઈનો બચાવ કરે, "એ તો કંઈ યે તોફાન કરતો નથી, કાગળો ફાડતો નથી, કવિતા વાંચે છે ને ધીમતને રમાડે છે."

ભવિષ્યમાં લંબાવાનો ડાહ્યાભાઈ દેરાસરીનો ઋણાનુબન્ધ હેતાળ નવલરામ સાથે આ રીતે શરૂ થયો હતો.

## પ્રકરણ નવમું

એક જ પોળમાં રહેતા હોવાથી અંબાલાલ, લાલશંકર ને નવલરામ સામાન્ય રીતે એકાંતરે મળતા. એ બે સિવાય નવલરામને અમદાવાદમાં ભાગ્યે જ બીજા કોઈને ત્યાં નિયમસરની ને જ્યાં દિલ ખોલાય તેવી હતી નહિ.

અંબાલાલ હજી પોતાની હાઈસ્કૂલમાં હેડમાસ્તરની પદવીએ પહોંચ્યા નહોતા ને નવલરામથી આઠ વર્ષે નાના હતા, પણ બંને વચ્ચે પ્રકૃતિથી તેમ વ્યવસાયને અંગે મનમેળ એટલો અખંડ હતો કે પદવી કે ઉમરનો ભેદ એમના સંબન્ધમાં આડે આવતો નહિ ને પાકટ થવા માંડેલ નવલરામ પોતાના એ યુવાન મિત્રને ત્યાં વારંવાર જતા.

આજે—૧૮૭૨ના બેસતા વર્ષને દિને પણ—શિષ્ટાચારપૂરતું કર્ટિસ સાહેબને 'હેપી ન્યૂ ઈયર' ઇચ્છી આવ્યા બાદ નવલરામ—દિવસ રજાનો ને જમવાને હજી બે કલાકની વાર તેથી—પોળમાં પ્રવેશી ઘરમાં દાખલ થવાને બદલે અંબાલાલને પગથિયે ચઢ્યા. તે ઓસરીમાં બેસી 'બોમ્બે ગેઝેટ' વાંચતા ઇઝીચેર પર ઢળ્યા હતા ને આગંતુકને જોઈ—

અંબાલાલ: "આવો, આવો, નવલરામભાઈ. હું ધારતો જ હતો કે આજે તમે આવશો."

નવલરામ (જોડા કાઢી હીંચકે બેસતાં): "તમને હેપી ન્યૂ ઈયર ઇચ્છવા કેમ?"

અંબાલાલ (ઠાવકાઈથી): "ના, એ તો હું અંગ્રેજ જન્મું ને તમારો ઉપરી થઈને આવું ત્યારે હોય."

બંને હસે છે; પછી—

નવલરામ : "ત્યારે તમે સમજી ગયા હું અત્યારે ક્યાંથી આવું છું તે."

અંબાલાલ : "સહેલાઈથી. તમારા છોટાસાહેબે તો ફ્રુટ ને કેક-બેક પણ મોકલ્યાં જ હશે ને?"

નવલરામ : "મહીપતરામભાઈએ ને? મોકલ્યાં હશે, પણ એમની વાત જુદી. આપણને એવું પરવડે નહિ."

અંબાલાલ : "ને પરવડે તો પણ આવડે નહિ."

નવલરામ: "ખરી વાત." ગોખલા ભણી જોઈ. "કેમ પછી પેલા ફરમા જોયા?"

અંબાલાલ (હાથ લંબાવી, જાન્યુઆરી ૧૮૭૨ના 'ગુજરાતશાળાપત્ર'નાં છૂટક પાનાં ગોખલામાંથી ખેંચતાં): "જોવાને બદલે આખો લેખ વાંચી જ ગયો. તમે એકેએક વાત ખરી કહી છે."

નવલરામ : "તમને તો કેટલુંક તરંગવાદીના લખાણ જેવું પણ લાગ્યું હશે."

અંબાલાલ : "ઝાઝું નહિ બલ્કે ખાસ નહિ, કેમકે કાલા તરંગ ને પ્રબળ ઊર્મિ વચ્ચે હંમેશાં ફેર હોવાનો ને તમે લખ્યું છે હૃદયની ઊર્મિથી."

નવલરામ (સંતોષથી): "એમ છે ત્યારે તો શ્રમ સફળ થયો સમજું છું."

અંબાલાલ : "સફળ જ છે અને સૌથી પહેલું તો એ જોવાનું કે તમારી જેમ ખાતાના રિપોર્ટને નિમિત્ત બનાવીને કે એમ ને એમ, પણ કેળવણીની ને એનાં જુદાંજુદાં પાસાંની તમે આ વખતથી કરવા માંડી છે તેવી વિચારણા જ આપણામાં ક્યાં કોઈ કરે છે? મુંબઈનાં ગુજરાતી છાપાં લખે છે એ કંઈ લખાણ છે?"

નવલરામ : "આપણા ગજાનું તો નહિ જ. વાંચવું પડે ને વાંચીએ એટલું જ."

અંબાલાલ : "બીજું શું ત્યારે?" લેખનાં પાનાં ફેરવતા, "અંગ્રેજી અભ્યાસની સાથે ગુજરાતી ભણનાર વધ્યા એ ખુશી થવા જેવું. સંસ્કૃત લેનાર પણ ધીમે ધીમે વધે છે."

નવલરામ : "હા, એથી ય સારું એ છે કે એ પ્રાચીન ભાષાની સાથે મૅટ્રિકમાં ગુજરાતી નહોતું તે દાખલ થયું—જો કે હજી એ પ્રીલિમિનરી સુધીને જ માટે છે."

અંબાલાલ : "એટલું પણ હાલ તો ગનીમત ગણો ને."

નવલરામ : "ગણવા ખાતર ગણીએ એટલું જ. બાકી તો એ જ રિપોર્ટમાં પીલસાહેબની ફરિયાદ છે તે જુઓ."

અંબાલાલ ; "હા, એ પણ વાંચી. કહે છે કે યુનિવર્સિટીમાં અભ્યાસ કરવા દાખલ થએલા વિદ્યાર્થી પણ સ્વભાષામાં બરાબર લખી શકતા નથી."

નવલરામ (જરા ઉશ્કેરાઈ) : "એ કૈં થોડો જુલમ છે?"

અંબાલાલ : "એમાં બીજો જુલમ તો શો? પણ હમણાં નહિ ને પાંચપંદર વરસે પણ—"

નવલરામ (વધુ તપીને) : "પાંચ ને પંદર! ત્યાંસુધી યુનિવર્સિટીની મૅટ્રિકમાં સુદ્ધાં ગુજરાતી નહિ આવે?"

અંબાલાલ (સ્વસ્થતાથી) : "વહેલું આવે તો વધુ સારું. પણ આપણે પરાધીન છીએ. એમ તો, થોડાં વરસ પર હાઇસ્કૂલોમાં પણ બધું કે ઘણુંખરું ગુજરાતી માર્ફત શિખવાતું, ને હવે ફરી ગયું."

નવલરામ : "કેવી વાત કહેવાય એ?"

અંબાલાલ : "કહેવાય તો ખોટું, પણ સાંભળ્યા પ્રમાણે દેશી ભાષામાં ભણાવવાનાં પુસ્તકો લખનાર કે તેના શિખવનાર જોઇએ તેવા સારા ને પૂરતી સંખ્યામાં મળ્યા નહિ તેનું એ પરિણામ."

નવલરામ : "ને સાહેબલોકોનાં પુસ્તક થોકબંધ ખપાવવાં હોસે—હિસ્ટ્રીઓ, ગ્રામરો, ઍરિથમેટિકો—એનાં પરિણામ નહિ કે?

નવલરામ : "ત્યારે તમે સમજી ગયા હું અત્યારે ક્યાંથી આવું છ તે."

અંબાલાલ : "સહેલાઈથી. તમારા છોટાસાહેબે તો ફુટ ને ફેક-એક પણ મોકલ્યાં જ હશે ને ?"

નવલરામ : "મહીપતરામભાઈએને ? મોકલ્યાં હશે, પણ એમની વાત જુદી. આપણને એવું પરવડે નહિ."

અંબાલાલ : "ને પરવડે તો પણ આવડે નહિ."

નવલરામ: "ખરી વાત." ગોખલા ભણી જોઈ. "કેમ પછી પેલા ફરમા જોયા ?"

અંબાલાલ (હાથ લંબાવી, જાન્યુઆરી ૧૮૭૨ના 'ગુજરાત-શાળાપત્ર'નાં છૂટક પાનાં ગોખલામાંથી ખેંચતાં) : "જોવાને બદલે આખો લેખ વાંચી જ ગયો. તમે એકેએક વાત ખરી કહી છે."

નવલરામ : "તમને તો કેટલુંક તરંગવાદીના લખાણ જેવું પણ લાગ્યું હશે."

અંબાલાલ : "ઝાઝું નહિ બલ્કે ખાસ નહિ, કેમકે ઠાલા તરંગ ને પ્રબળ ઊર્મિ વચ્ચે હંમેશાં ફેર હોવાનો ને તમે લખ્યું છે હૃદયની ઊર્મિથી."

નવલરામ (સંતોષથી): "એમ છે ત્યારે તો શ્રમ સફળ થયો સમજું છું."

અંબાલાલ : "સફળ જ છે અને સૌથી પહેલું તો એ જોવાનું કે તમારી જેમ ખાતાના રિપોર્ટને નિમિત્ત બનાવીને કે એમ ને એમ, પણ કેળવણીની ને એનાં જુદાંજુદાં પાસાંની તમે આ વખતથી કરવા માંડી છે તેવી વિચારણા જ આપણામાં ક્યાં કોઈ કરે છે ? મુંબઈનાં ગુજરાતી છાપાં લખે છે એ કંઈ લખાણ છે ?"

નવલરામ : "આપણા બરનું તો નહિ જ. વાંચવું પડે ને વાંચીએ એટલું જ."

અંબાલાલ : "બીજું શું ત્યારે?" લેખનાં પાનાં ફેરવતા, "અંગ્રેજી અભ્યાસની સાથે ગુજરાતી ભણનાર વધ્યા એ ખુશી થવા જેવું. સંસ્કૃત લેનાર પણ ધીમે ધીમે વધે છે."

નવલરામ : "હા. એથી ય સારું એ છે કે એ પ્રાચીન ભાષાની સાથે મેટ્રિકમાં ગુજરાતી નહોતું તે દાખલ થયું—જો કે હજી એ પ્રીલિમિનરી સુધીને જ માટે છે."

અંબાલાલ : "એટલું પણ હાલ તો ગનીમત ગણો ને."

નવલરામ : "ગણવા ખાતર ગણીએ એટલું જ. બાકી તો એ જ રિપોર્ટમાં પીલસાહેબની ફરિયાદ છે તે જુઓ."

અંબાલાલ ; "હા, એ પણ વાંચ્યા. કહે છે કે યુનિવર્સિટીમાં અભ્યાસ કરવા દાખલ થએલા વિદ્યાર્થી પણ સ્વભાષામાં બરાબર લખી શકતા નથી."

નવલરામ (જરા ઉશ્કેરાઈ) : "એ કૈં થોડો જુલમ છે ?"

અંબાલાલ : "એમાં બીજો જુલમ તો શો ? પણ હમણાં નહિ ને પાંચપંદર વરસે પણ—"

નવલરામ (વધુ તપીને) : "પાંચ ને પંદર ! ત્યાંસુધી યુનિવર્સિટીની મેટ્રિકમાં સુદ્ધાં ગુજરાતી નહિ આવે ?"

અંબાલાલ (સ્વસ્થતાથી) : "વહેલું આવે તો વધુ સારું. પણ આપણે પરાધીન છીએ. એમ તો, થોડાં વરસ પર હાઇસ્કૂલોમાં પણ બધું કે ઘણુંખરું ગુજરાતી માર્ફત શિખવાતું, ને હવે ફરી ગયું."

નવલરામ : "કેવી વાત કહેવાય એ ?"

અંબાલાલ : "કહેવાય તો ખોટું, પણ સાંભળ્યા પ્રમાણે દેશી ભાષામાં ભણાવવાનાં પુસ્તકો લખનાર કે તેના શિખવનાર જોઈએ તેવા સારા ને પૂરતી સંખ્યામાં મળ્યા નહિ તેનું એ પરિણામ."

નવલરામ : "ને સાહેબલોકોનાં પુસ્તક થોકબંધ ખપાવવાં હોસે—હિસ્ટ્રીઓ, ગ્રામરો, ઍરિથમેટિકો—એનાં પરિણામ નહિ કે?

એ તો અન્યોન્ય છે તેથી જ, એમાં જુઓ, મેં લખ્યું છે કે યુનિવર્સિટીએ ખરી જરૂર તો દેશી ભાષાના વિદ્વાનો પેદા કરવાની છે."

અંબાલાલ (પાનું ફેરવી): "હા, આ રહ્યું." વાંચે છે: 'દેશી ભાષાને બરાબર જાણનારા અને તેમ હોય ત્યારે તેનો સ્વભાવિક રીતેજ શોખ રાખનારા વિદ્વાનો જ્યાંલગી આપણી યુનિવરસિટિ પેદા કરતી નથી ત્યાંસુધી તે દેશને થોડોજ લાભ કરે છે.' વાત તો ખરી છે," કહી પાનાં ખુરશીના હાથાના ખાંચમાં દબાવે છે.

નવલરામ: "ને આપણે માટે જ ખરી એમ નહિ, પણ બધી પ્રજાઓ માટે. ખુદ ઈંગ્લાંડમાં—રે યુરોપના બધા દેશોમાં બીજું શું હતું ને શું છે? નોર્મનોએ ફ્રેંચ ભાષા ઈંગ્લાંડને માથે લાદવા કૈં થોડું કરેલું? પણ એવી અસ્વાભાવિક પ્રવૃત્તિમાં ફાવી જ કોણ શકે કે એ ફાવ્યા હોત?"

અંબાલાલ (અભ્યાસી પ્રશ્નકાર ભણી માનપૂર્વક જોઈ રહી): "ખરું છે—ને આપણે ત્યાં પણ દેશકાળ ફરશે—"

નવલરામ (હીંચકાનું ઓઠીંગણ પીઠને છોડાવતા, ટટાર બેસી): "એ દેશકાળ તે શું એની મેળે ફરવાનો છે? લાખ વત્તે પણ આપણે સૌ અંગ્રેજીમાં જ્ઞાન મેળવનારે એનો લાભ દેશીઓને આપતા થવું જોઈશે ને એ રીતે કુદરતને સહાય થવું પડશે. જો શિક્ષિત દેશી ભાઈઓ એટલું યે કરવા અશકિતમાન હોય કે નારાજ હોય તો કેળવણી શું પૈસા કમાવા જ લેવાની છે? એવું જ થવાનું હોય તો સરકારે એટલે છેલ્લે સરવાળે તો દેશે જ એ કેળવણી પાછળ કરેલી મહેનત ને ખરચેલા પૈસા બધું વ્યર્થ જ નહિ? વખતની પણ કેટલી નાહકની બરબાદી!"

અંબાલાલ (શાંતિ ચાલુ રાખી—કેમ કે એમ જ એમના મિત્રની અકળામણ ઓછી થાય છે): "છે તો એવું જ ને બહુ દિલગીરી કરાવતું." પેલાં પાનાં પાછાં ખેંચી, "એ બે-ત્રણ પોઇન્ટ્સ હજી તમે આવતે અંકે ચર્ચશો—લેખ અધૂરો છે, ખરું ને?"

નવલરામ ( સ્વસ્થ થતા ) : "હસ્તો. રાતદિવસ આ બધું મનમાં ઘોળાયા કરે છે." જરા હસી—" તેથીસ્તો હમણાં એ વિષય પર આવડું ભાષણ ગગડાવી ગયો–ને ? "

અંબાલાલ : " હાય. હું પણ જાણતો જ હતો કે હવેના લેખનું આ ઘડતર ચાલે છે, એટલે બોલવા દીધા."

નવલરામ ( ઘડિયાળ જોતા ): " ઓહો, દસ થઈ ગયા. ચાલો, સાંજે મળીશું. જય સચ્ચિદાનંદ !"

અંબાલાલ ( હાથ જોડતા ઊભા થઈ ) ; " હા, જયજય. આવજો."

૨

એ બપોરને માટે મૂળે તો એવો કાર્યક્રમ હતો કે મુનસફની પરીક્ષા હવે વધારે નજીક હોઈ તે માટે છેવટનું વાંચવાનું બે કલાક ચલાવવું ને પછી ' મેઘદૂત 'નું ભાષાન્તર પણ થોડું આગળ ચલાવવું.

પણ સવારની ચર્ચાએ મગજને જુદી દિશાએ વાળી દીધેલું એટલે જમ્યા પછી થોડી વારે નવલરામે આવતા ' શાળાપત્ર 'માં પૂરા કરવાના રિપોર્ટના વિવેચન માટેનાં ટાંચણો આદર્યાં:

૧. સંતોષ દર્શાવવો કે ગવર્નરસાહેબની વગથી આખરે વડોદરા, મહીકાંઠા તથા પાલણપુરનાં દેશી રાજ્યોમાં નવી કેળવણી આપવાની પ્રાથમિક શાળાઓ શરૂ થઈ છે; અગાઉ આ વિષય પર અમે ( જોવો મે ૧૮૭૦નો અંક ) તેમ જ અન્યત્ર અમારા મિત્રોએ લખ્યું જ હતું ને એ ફળતું જોઈ રાજી થયા છીએ.

૨. પહેલી ગુજરાતી નિશાળો ૧૮૨૬માં નીકળેલી એ વાતને અર્ધો સૈકો થવા આવ્યો. હવે તો યુનિવર્સિટી પણ પંદરેક વર્ષોથી છે. આ બધું છતાં સર્વ મુખ્ય સમાજવર્ગો—ખાસ કરી ઊંચી કેળવણી લેનારા વર્ગો—કેળવણી સરકારી નોકરીને જ ખાતર લેતા હોય છે: આ સ્થિતિ દિલગીરી કરાવનારી. " વિદ્યા જરૂરની છે." એવી

સમજથી જ્યાંલગી ઊંચી કેળવણી લેવામાં આવશે નહિ ત્યાંલગી દેશનો સુધારો સારા પાયા પર આવનાર નથી.

આથી વધારે ટાંચણ એ વખતે એ વિષય માટે અનાવશ્યક લાગ્યાં કેમ કે એ એને ખિલવીને લખતાં ભરાશે એટલી જ જગા આવતા અંકમાં એ વિષયને આપી શકાય તેમ છે; વળી, બીજી નોંધનાંનો ઊંચી કેળવણીનો વિષય તો જુદી ને વિસ્તારી ચર્ચા માગે છે.

આ વિચારે પોતે કલમ હેઠળ મૂકી ત્યાં પાછું એમ લાગ્યું કે એ ચર્ચા આગળઉપર જુદા લેખમાં કરવી એ તો ખરું પણ એને વિશેનું જેટલું અત્યારે મનમાં રમી રહ્યું છે તેટલું કાચે રૂપે પણ હમણાં ને હમણાં ટપકાવી લીધા વિના કૈં બીજા કોઈ કામની સૂઝ પડે તેમ લાગતું નથી; એટલે લીધો નવો કાગળ—કલમ લઈ બોળી ખડિયામાં, ને બાંધ્યું નવા વિષયનું મથાળું—ગુજરાતમાં કાલેજ કરવાની તજવીજ.

"મથાળામાં તો પરિચિત શબ્દ જ વાપરવો ઘટે, પણ લેખમાં college માટે પાઠશાળા સ્વિકારવો...એ પ્રવૃત્તિ ગુજરાતમાં ઓછી-વત્તી, કોઈ ને કોઈ રૂપે છેક ૧૮૫૬–૫૭ થી છે. માટે શરૂઆતમાં એની રૂપરેખા આપવી ... મેં 'શાળાપત્ર' દોઢ વરસ પર હાથમાં લેતાં, 'ગુજરાતમાં એ મોટી ખોટ' એ લેખમાં પાઠશાળા ગુજરાતમાં નથી એ વિશે વિગતે લખેલું તે યાદ કરવું. પાઠશાળા માટે વખત પાકી ગયો છે એમ, તેની વિવિધ રીતે તરફદારી કર્યા પછી, ભાર દઈને સ્પષ્ટ કરવું અને છેવટ સઘળા સમજણા માણસને આ પ્રવૃત્તિ અંગેની તેમની ફરજનું ભાન કરાવતાં ઇચ્છવું કે સરસ્વતીદેવીનું આવું મહામંદિર આપણા દેશમાં વહેલું સ્થાપન થાય એ દિવસ—"

"છો કે નવલરામભાઈ?" નીચેથી સંભળાયું; બોલનારને— "હા હા, લાલશંકર; આવો—ને, ઉપર આવો" કહી કલમ ચાલુ રાખી:

"જેમ જલદીથી આવે તેમ સૌએ કરવું જોઈએ; યાદ રાખવું કે–"

લાલશંકર : "કાંઈ બહુ કામમાં છો?"

નવલરામ : જરા હસી, ડોકું ધુણાવી, બેસવાની ઇશારત કરતા કલમ ચાલુ રાખે છે: "દક્ષણમાં મુંબાઈ અને પૂનાની બે પાઠશાળાઓ છે અને ગૂજરાતમાં હજી એકે નથી."

નવલરામ (કલમ ઠેકાણે મૂકી, ખુરસીએથી ઊઠતાં): "કામ તો ચાલ્યા કરે, ને બહુ પણ ચાલે કોઈ વાર." મેડી ઓળંગતા— "આવોની અહીં બારી પાસે. તડકે બેસવા જેવું છે આજ તો. તમારા અમદાવાદમાં તો બપોરના બે વાગે બી કોઈ વાર રાતના બે જેવી ઠંડી પડતી દેખું!"

લાલશંકર (આછું હસતા): "બે વરસ થવા આવ્યાં ને હજી તમારું ને અમારું કર્યા કરો છો!"

નવલરામ: "એ તો એમ જ હોયની! અર્ધી ઉમર સુરતમાં વિતાવી પણ આવી ઠંડી ત્હાં કદી જાણી નથી."

બંને જણ બારી પાસેના ગાદીતકિયે તડકામાં બેસે છે—મહેમાન જમણે હાથે ને યજમાન ડાબે.

૩

લાલશંકર: "શું લખતા હતા? ગંભીર તો કાંઈક ખૂબ દેખાતા હતા."

નવલરામ (સસ્મિત): "જરૂર. આ આપણા ગુજરાતને માટે ઊંચી કેળવણી આપે તેવી પાઠશાળા મેળવવી એ કૈં ઓછી ગંભીર વાત છે? એના લેખની તૈયારી ચાલતી હતી."

લાલશંકર: "ક્યાં મેળવશો, સૂરતમાં જ કે?"

નવલરામ: "ના, આપણા અમદાવાદમાં."

બંને હસી પડે છે. પછી—

લાલશંકર: "સારું સારું. તમે નાટકબાટકને બદલે આવા મોટા ને ગંભીર વિષયો પર હવે લખો છો એ જોઈ આનંદ થાય છે."

નવલરામ: "નાટકો માટે તમને પક્ષપાત ન હોય એ સમ-

જાય તેવું છે. બાકી સંસ્કૃતમાં તો એને લોકના સમારાધનનું સાધન કહ્યું છે એ જાણતા હશો.”

લાલશંકર : “એ તો છે જ, **શાકુન્તલ** જોવા માટે એ ખરું છે—**ભટના ભોપાળાના** અમુક ભાગો માટે નહિ.”

નવલરામ (અર્ધું શરમથી હસતાં): “એ તો તમે આ બાજુના લોકો જરા ‘પ્યુરિટન’ વધારે તેથી લાગે. બાકી—”

મણિગૌરી આ ક્ષણે મોટી તાસકમાં ત્રણ પ્યાલા લઈને દાખલ થાય છે તેને જોઈ,—“બાકી તો પૂછો આને: અમારી બાજુ બૈરાં પણ એ નાટકનો રસ માણતાં થઈ ગયાં છે.”

મણિગૌરી : “કિયું નાટક ? રહાની વાત ચાલે છ, લાલસંકરભાઈ ?”

લાલશંકર : “**ભટના ભોપાળાની.** તમે પણ શું આમને એવું એવું લખવા દો છો ?” સવાલ સાંભળી નવલરામની આંખોમાં મસ્તી આવે છે; એને ઝીણી કરી, પત્ની સામે જોઈ—

નવલરામ : “લે, દે જવાબ હવે. હું તો કહું છ તાહારાં શિવલક્ષ્મીફોઈનો જ અભિપ્રાય કહી સંભળાવની—હજી ગઈ દિવાળીએ જ કડોદમાં સાંભળી આવી છ તે.”

મણિગૌરી : “હા, ફુવાએ એ આખું એમની આગલ વાંચી સહંભળાવેલું, ને એ કહેતાં ઉતાં કે ‘મણિ, મને તો ભારી અચંબો થએલો જો, કે એ તારા મૂંગા મતરંગ જેવા નવલે વરી આવું હસીહસીને મરી જઈએ એવું મઝેનું નાટક તે સી રીતે લઈખું હોસે.’”

નવલરામ ટુચકો પૂરો થતાં ખડખડાટ હસી પડે છે.

લાલશંકર (હસવાનો પ્રયાસ કરતા): “તમારી, ભઈશાબ, સૂરતીઓની તો બધી વાત જ તરેહવાર, ત્યાં બીજું શું કહીએ ?”

નવલરામ (એક પ્યાલો લઈ તેમને આપતાં): “હજી પાડ માનો પ્રભુનો કે આમાં તમને કૈં તરેહવાર ભરીને પીવા આજે આપતાં નથી.” અને પત્ની સામે અર્થસૂચક દૃષ્ટિ માંડે છે.

મણિગૌરી : “ એ પણ આપીશું. હવે શિવરાત ક્યાં બહુ આઘી છે જે ? ”

પતિપત્ની હસી પડે છે. લાભશંકર કંપીના ચૂંટડાં ભરતાં હળવેથી ઉદ્ગાર કાઢે છે. “ તોબા પ્રભુ ! ”

નવલરામ : “ આ પણ પ્રભુની જ વાત કેવી ! ભોળો શંભુ એ ત્રિમૂર્તિમાંનો જ એક, ને વિજયા એનું વહાલું પીણું. ” દંપતી બંને હસે છે ને લાભશંકર “ પ્રભુ, પ્રભુ ” કરતા કોફી પીવામાં એકધ્યાન બની જાય છે.

# પ્રકરણ દસમું

## ૧

એ ઓંતેરનું વર્ષ નવલરામની કારકિર્દીમાં સૌથી ઓછી સાક્ષરપ્રવૃત્તિ દર્શાવનારાં વર્ષોમાંનું એક હતું. સાક્ષરના અર્થાત ભાષા તથા સાહિત્યના વિષયનું અગત્યનું કોઈ લખાણ એ વર્ષમાં થયું હોય તો એક જ: સામર્થ્યવન્ત ને સુપ્રસિદ્ધ 'જોડણીના નિયમોનું અર્થગ્રહણ.' આ સિવાય શાળાપત્ર અંગેનું સામાન્ય લખાણ થયા કરતું ને જે વિશિષ્ટ હતું તેમાં કેળવણીખાતાના રિપોર્ટની ચર્ચા તથા ઉચ્ચતર શિક્ષણને લગતો કૉલેજ વિશેનો લેખ—આટલું જ હતું. આ સ્થિતિમાં કોઈક જ અપવાદ નીકળતો; જેમ કે, ઑક્ટોબરના અંકમાં 'ટેબલમાં ભરાતાં ભૂત' એ 'ટેબલ-રૅપિંગ'માં લેવાવા માંડેલા રસને યુરપ-અમેરિકાની છાપ પામી આવેલા વહેમ તરીકે ઓળખાવી, એ ભેદ પાછળનું રહસ્ય સૂચવવા પ્રયાસ કરી, ટકોર કરેલી કે એવું ટેબલ જો એકાદ જ માણસને ઘેર હોત તો એ ઘર 'ટેબલમાતાની માનતા'નું સ્થાનક બની જાત

માત્ર શિક્ષણના વિષયોમાં તો મહત્ત્વનો એક જ વિષય ટૂંકાણમાં લખાયો હતો: 'શિક્ષણશાસ્ત્રની જરૂર.'

આ રીતે ૧૮૭૨, નવલરામના સાક્ષરચર્ચાના પ્રિય વિષયોને અંગે મુકાબલે ઓછું ફળદ્રુપ નીવડ્યું તે, મુનસફપણાનો જે મોહ હતો ને મિત્રોની આગ્રહભરી સલાહ છતાં જે છોડાયલો નહિ, તેને લીધે. વિસ્મય થાય એવી વાત તો એ છે કે નજીક આવતી એ પરીક્ષા માટે છત્રીશ જેવી પાકટ વયે નવરાશના ઘણાખરા સમયમાં વાંચવું જ પડતું તે છતાં જોડણી વિશેના લખાણમાંની ચીવટ ને ઝીણવટ એમાં આવી જ શી રીતે શકી. બીજી રીતે જોતાં, વિસ્મય

પામવાનું પ્રયોજન થોડું છે કેમ કે હમણાં સુધીની અઢારે વર્ષની કારકિર્દીમાં એવું વર્ષ એકે નહોતું જેમાં પોતે ગુજરાતી ભાષાનો તથા એનાં વિવિધ અંગો, સ્વરૂપો વગેરેનો અભ્યાસ તથા વિચાર સ્થિરતાથી કરવાની એક પણ તક ગુમાવી હોય. એટલે, હસ્તામલક-વત્ બનેલા વિષયનું સવિસ્તર અર્થગ્રહણ તેઓ તેના એક સમર્થ ચર્ચાકાર તરીકે, શિક્ષણશાસ્ત્રના ગુરુ તેમ ધારાશાસ્ત્રના વિદ્યાર્થીની પોતાની ફરજોની સાથોસાથ જ કરી-કરાવી શક્યા અને અપૂર્વતાથી કરાવી શક્યા કેમ કે વિષયના શ્રાદ્ધ નિરૂપણરીતિ તથા ઉદાહરણોના અભ્યાસશીલ ને અનુભવશીલ વૈવિધ્ય ને વિપુલતાની દૃષ્ટિએ ત્યાં-સુધીમાં અક્ષર-જોડણીની એવી ચર્ચા ગુજરાતીમાં થઈ જ નહોતી.

૨

નિષ્ફળતા કોઈ વાર હિતાવહ પણ નીવડે છે. નવલરામ એ પરીક્ષામાં નપાસ થયા તેથી શાળાપત્રનું ભાગ્ય તો ઊઘડ્યું જ, પણ કુદરતે એમને જે કાર્ય માટે-ઉત્સાહી ને માયાળુ છતાં ઠરેલ વિવેચકના કાર્ય માટે-નિર્મ્યા હતા તેનો માર્ગ પણ મોકળો થયો.

નવલરામે એ નવપ્રકાશિત માર્ગે વિચરતાં સૌથી પહેલા પ્રેમા-નન્દને બિરદાવ્યા એ શુભ શકુન જ ગણાય. એનું નળાખ્યાન તો સાતઆઠ વર્ષ પર નર્મદાશંકરે યથાશક્તિ સંશોધીને બહાર પાડ્યું જ હતું. એવી બલ્કે કેટલીક રીતે એથી ય સારી આવૃત્તિ મામેરાની પણ કરવાની જરૂર હતી. પોતે એ કાર્ય કેમ ન ઉપાડે ? કાયદાનાં થોથાં ગોખીગોખી મન જાણે બહેર મારી ગયું હતું તેને રમાડો કરવા પણ પોતા સરખાને માટે તો આવો જ વિષય હોય-ને ?

ત્યારે, એ કામ ઉપાડવું જ અને રૂડી રીતે પાર પાડવું. એ નિમિત્તે પ્રેમાનન્દ વિશે પણ કેટલુંક નવુ કહી શકાશે. કહેવાનું તો કેટલું બધું છે ! જે સૈકામાં એ થઈ ગયો તે ગુજરાતના વિદ્યા-પ્રકરણમાં સર્વોત્તમ સમય હતો. આપણી ભાષામાં, છેક આજ સુધી ને બધી રીતે બરાબર વિચારતાં, સર્વોત્તમ કવિ પ્રેમાનંદ જ છે.

"એ સ્થાન મેં નર્મદને હજી પાંચ–છ વર્ષ પર જ આપેલું. કેવી ભૂલ! જુવાનીની જ ભૂલ, બીજું શું? ... ..."

પ્રેમાનન્દની કવિત્વશકિત અસાધારણ હતી. આબેહૂબ ચિત્રો તો એનાં જ. રસની બાબતમાં કોઈપણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી. તાકયું તીર મારનારો તો પ્રેમાનન્દ જ. તે ધાર્યું રડાવે કે હસાવે છે; ધારી મોજ શાંત રસની પણ મણાવી શકે છે. વળી એની ભાષા છે શુદ્ધ, પ્રૌઢ; શૈલી સીધી અને સંક્ષિપ્ત, અને એનાં પદબંધન સરળ ઘટ્ટ તથા કોમળ છે ... ... ...

આ સર્વ ભાવો ને વિચારો મામેરાની પુસ્તિકાના ટૂંકા પણ રસિક પ્રવેશકમાં ગૂંથાયા; પ્રેમાનન્દની ધન્યતા પણ એમાં દર્શાવાઈ કે એનાં કેટલાંક સૌથી લોકપ્રિય કાવ્ય ગુજરાતભરમાં ઉમંગભેર પર્વે પર્વે ગવાય છે; એ રીતનાં આનન્દકર કાવ્યસમુદ્રસ્નાન તો અન્ય કોઈ જ કવિની કવિતાના ભાગ્યમાં નથી. તેણે મામેરામાંની કથાનું રસબીજ–જગતભગતની રીત એકબીજાથી ઊલટી હોવાનું— કેવી રીતે બરાબર ઓળખી લીધું છે એ વિધાન આરંભમાં મૂકી આખા કાવ્ય વિશે પણ, જેટલું અંતરના ઉમળકાથી તેટલું જ રસ-ગ્રાહી વિવેકબુદ્ધિથી ને યથાર્થતાથી, લખ્યું છે.

નાની સરખી પણ ત્રીજી આ ગ્રન્થરૂપ કાર્યસિદ્ધિથી એ સાધ-નારને વિરલ, ઊંડો આત્મસંતોષ થયા વિના રહ્યો નહિ.

૩

"ઘણા જ લાંબા વખત પછી આ નોંધપોથીની ચોપડી હાથમાં લીધી છે, એ વખતમાં ઘણા તરંગ ઉઠ્યા હતા ખરા, પણ નોંધી રાખવાનો વિચાર મનમાંથી દૂર જ જતો રહ્યો હતો, તોપણ સુરત કરતાં અહિંયાં થોડા તરંગ ઉઠે છે એ વાત તો ખરી. તેનાં કારણ:–

"૧. કેફ થોડી અને ક્વચિત જ કરવામાં આવે છે.

"૨. મિત્રમંડળમાં રહેવાનું વધારે થવાથી એકાંત વિચાર કરવાનો વખત થોડો મળે છે.

"૩. જે મિત્રો મળે છે તે તરંગને ઉત્તેજન આપે એવા નથી.

"૪. વખતે અવકાશ મળ્યે તરંગ ઉઠે છે તેને નોંધી રાખવાનો અવકાશ મળતો નથી.

"૫. હવેના તરંગ તો ખરું કહિયે તો તરંગ નથી પણ sober બુદ્ધિની નોટ છે."

પાનું ફેરવે છે ત્યાં, પોતે ચિંતવેલા ત્રૈમાસિકના નામનો 'ગૂર્જર ગ્રંથભંડાર' શબ્દ નજરે પડતાં, કટાક્ષભાવથી : "હાસ્તો! એની જરૂર તો મોટી છે. પણ નીકળે ક્યારે તે ઈશ્વર જાણે."

થોડાં પાનાં આગળ ફેરવી વચ્ચેવચ્ચે વાંચતા જાય ને વિચારે છે, "પેલું 'લાલિત્યલહરી' પાછું હાથમાં લેવાય તો લેવું છે, પદ્યમાં વાર્તા જ થશે. નાટક માટે એ વિષય બંધબેસતો નથી. ત્રિયારાજ ને પ્રેમશાસ્ત્રના વિવાદ તથા ચુકાદા દેશીઓમાં રચી એની પદ્યવાર્તા જ ઉત્તમ થઈ શકે. એ નિમિત્તે દેશી પિંગળ વિશે પણ વિચાર થશે. આ પણ જરૂરનું છે. એની તપાસ હજી થઈ જ નથી; મને તો દેશીઓ અક્ષરમેળ લાગતી નથી; માત્રામેળ હોય તેમ લાગે છે. ગમે તેમ, તેમાં માત્રાની પણ છૂટ લેવાની હોવા છતાં તેમાંનું લખાણ નિયમિત છે એ તો નિઃસંશય જ છે.

"કાવ્ય સરસ બનશે, લાલિત્યલહરીની પૂજા થાય; એ કામરૂદેશમાં ગોપોત્સવ ઉજવાય; વળી પડોશના ગાંધર્વ દેશનો વસંતોત્સવ પણ વર્ણવાય, આ બધું એમાં આણાશે, પણ ત્રિયારાજ એ વસ્તુસ્થિતિ જ Love કરતાં તો Calculating mindની વધારે પોષક. આ પણ વિવાદોમાં ને આલેખનમાં આણવું. ઉપરાંત ચિત્રકળા Fancy Ball, ભરતની કળા વગેરે પણ આણવું."

નોંધપોથીની ચોપડી બંધ કરી, વિચારે છે: "થાય તો મઝાનું, જો નિરાંત મળે ને બરાબર જમાવીને લખાય તો. પણ વખતના વાખા ત્યાં સારા ગ્રન્થ લખવા આશા શી?"

પછી બાજુમાં પડેલું, અમદાવાદથી જ નીકળતું 'મન્થલી

વિઝિટર ' હાથમાં લેતાં, " આ વાંચ્યું તો ખરું, પણ એના એક લેખ પરથી લેખ શાળાપત્ર માટે ઉપજાવવાનો છે. લેખક કહે છે કે મદ્રાસ ઈલાકામાં દેશી શિક્ષકોએ હિલચાલ ઉપાડી છે–નિશાળોનો વખત ઓછો કરાવવા માટે. આ બાજુ પણ એ સુધારો કરવા જેવો છે. નાનાં છોકરાંને જે વખત અભ્યાસમાં ગાળવો પડે છે તેમાં ઘટાડો થવાની ઘણી જરૂર છે, એમ લાંબા અનુભવથી મને જણાયું છે. એ ફેરફાર દેશકાળ જોતાં તુર્તમાં નહિ થાય પણ એ વિષયનું અગત્ય, તેમાં નડતી અડચણો અને તે ટાળવાના થોડા ઘણા ઉપાય એ સર્વની ચર્ચા થવી તો અવશ્ય જણાય છે. લાવ, ટાંચણ તો કરવા જ માંડું," ઘડિયાળ જોઈ, "સાડાબાર થયા. ફિકર નહિ. ૯૯ કલાક તો મળશે જ." કાગળ પર ઝડપથી મુદ્દા એક પછી એક લખ્યે જાય છે :

"૧. સરકારી નિશાળોમાં ભણાવવાનો વખત ૭ કલાક; ગામડાંની નિશાળોમાં એથી પણ વધારે. કુમળાં છોકરાં આમ ગોંધાય એ ખોટું.

"૨. આમ થાય તેમાં નુકશાન–જો કે આપણા સાધારણ લોક તો તેમાં લાભ સમજે છે. એ સમજ કેળવણીના મૂળતત્ત્વથી ઉલટી, કેમ કે ઘરમાં કે શેરીમાં છોકરું મસ્તી કરે કે રમે તે અટકાવવા તેને વધારે વખત નિશાળમાં ગોંધવું બરાબર નથી. ભણવા ને રમવાનો સમય રીતસર મુકરર થાય.

"૩. કઈ ઉંમરે ભણાવવું શરૂ કરવું એ એક ભારે તકરારની વાત–આઠ વરસની અંદરનાને તો મન કરતાં તનની કેળવણીની જરૂર વધારે મોટી. એને જોગીની પેઠે ૭ કલાક આસનવાળી બેસાડી રખાય નહિ.

"૪. એ ઉમરથી વહેલો છોકરાને નિશાળે મૂકે જ નહિ તો સારું. પણ લોકોમાં વિદ્યાનો શોખ તેમજ (બીજા ધંધા ભાગવાથી) ઉપયોગ વધ્યો છે એટલે છ–સાત વર્ષે મૂકવાનો રિવાજ પડ્યો છે. જેઓ સિવિલ સર્વિસ પર નજર રાખતાં હોય તે માબાપને તો

છૂટકો પણ નહિ—પાંચ જ વરસના છોકરાને નિશાળે મૂક્યા વિના. બ્રાહ્મણને જનોઈકાળ વીતી જાય તે ચાલે. એના ઉપાય શાસ્ત્રમાંથી કદાચ નીકળે પણ આ જબરી પરીક્ષાના સખ્ત નિયમોમાં એવો ઉપાય જ નથી.

"૫. એટલે હાલની સ્થિતિમાં ઉત્તમ ઉપાય તો નિશાળનો વખત કમી કરવો એ જ છે.

"૬. નિશાળવાળાઓ વખત ઘટાડે તે આપણા લોકો પસંદ નહિ કરે, પણ ખરી પદ્ધતિ તો એમ કહે છે કે નાનાં છોકરાંને દહાડામાં ત્રણચાર કલાક જ તજવીજથી ભણાવ્યાં હોય તો તેમનાં શરીર તથા મન એઉને ફાયદો થાય તેમ જ સરવાળે વધારે જ્ઞાન પણ રમૂજની સાથે આપી શકાય.

"૭. એમ કરવામાં મુશ્કેલી એ છે કે હાલ ગુજરાતી નિશાળોમાં પદ્ધતિના સારા જ્ઞાનવાળા તેમ જ એનો અમલ કરી જાણનારા બહુ થોડા છે. એમની જગાએ ઉંચી પંક્તિના સારા શિક્ષકો એકદમ લાવવા અશક્ય, કેમ કે મોટી હરકત પૈસાની. હાલ કરતાં ઘણો વધારે ખર્ચ કર્યા વિના કદી પણ સારા બાળશિક્ષકો મળવાના નહિ.

"૮. ટૂંકામાં કહીએ તો બાળકેળવણીનાં હાલ નિશાળોમાં બિલકુલ સાધનો નથી, ને આમ ચાલુ રહે ત્યાં સુધી નિશાળનો વખત ઓછો કરવો એ નહિ કરવા જેવું જ.

"૯. વખત ઓછો કરીએ તો છોકરાને બંધીખાનું ઓછું, પણ સામી દહેશત એ કે તેઓ ગામઠી નિશાળના ધૂળિયા ભયંકર બંધીખાનામાંએ કદાચ જઈ પડે.

"૧૦. આ પ્રશ્નના નિરાકરણ પર ખરી રીતે આ પ્રાંતના ભવિષ્યનો આધાર.

"૧૧. એક ઈશારો: હાલના કરતાં તદ્દન જુદી જ તરેહની બાળ નિશાળો ( Infant Schools ) કહાડવાનો વખત આવ્યો છે. એવી નમૂનાનિશાળો જો સુરત અમદાવાદ જેવાં બે—ચાર મોટાં

સાહેબ ?" તે આમ કહી જમવા માંડે છે ને બીજા બંને સસ્મિત મુખે મહીપતરામની સામું જુએ છે.

મહીપતરામ : "ફુરસદ તો, ભાઈ, આવા કામમાં મેળવી મેળવાય છે. કૈં એની મેળે આવી મળતી નથી. આધે શું કામ જઈએ ? લાલશંકરનો જ દાખલો લ્યોને."

અંબાલાલ : "ખરું છે સાહેબ, તેમણે આ ચાર વરસમાં નોકરી ને સબજજ જેવી પરીક્ષાની તૈયારી તો કરી, પણ અમારી બાળલગ્નનિષેધક સભાનું કામ પણ કેટલી ચોકસાઈથી નિયમિતપણે ચલાવ્યું."

નવલરામ : "એ તો મેં પણ ક્યાં નથી જોયું ? પણ એમની પ્રકૃતિ જ પ્રવૃત્તિપરાયણ—છેક બાળપણથી."

લાલશંકર : "બાળપણથી ? હાં હાં, પિતાની મરજી મુજબ ગોરપદાનું નહિ પણ અંગ્રેજી ભણ્યો એની વાત કરો છો."

નવલરામ : "વાત નહિ, માત્ર સૂચન. ખોટું લાગ્યું હોય તો માફ કરશો."

અંબાલાલ : "ગુનો પાછો ફોજદારી ખરો ને ?"

નવલરામ : "પણ મારે કહેવું'તું એટલું જ કે એ ચાંચલ્ય હવે જુદે રૂપે પણ વધ્યું છે ને જામ્યું છે, તેથી જ સાથેલાગાં આટલાં કામો કરી શકો છો. બાકી મારા જેવાનું ગજું નહિ."

મહીપતરામ (જરા ઉગ્રતાથી) : "ને તમારા 'શાળાપત્ર' માટે દિવસરાત ઘસડઓરો કરવો એ તમારું ગજું, કાં ?"

અંબાલાલ : "આસ્તે, રાવસાહેબ ! આસ્તે. એ કામ પણ કૈં પારકું તો નથી; આપણું જ ગણાય."

નવલરામ (અર્ધું દબાઈ, અર્ધું ચિઢાઈ) : "આપણું નહિ ને એમનું જ. મારે તો એ લેવું'તું પણ ક્યાં ? ખાતાએ વળગાડ્યું એમ જ કહોને. બાકી મારાથી તો એ દુગ્ધામાં મુનસફની પરીક્ષામાં માટે પૂરું વંચાયું યે નહિ ને આખરે નપાસ જ થયો."

બોલતાંબોલતાં ગળગળા થયા કે, થશે એવો તેમનો સાદ નીકળવા લાગ્યો. મામલો આમ જરા બિચકતો જોઈ—

લાલશંકર (ઠાવકાઇથી): "હું જરા કહું, નવલરામભાઈ?"

નવલરામ (હજી દુઃખી દિલે): "તે કહોની, કોણ—"લાલશંકર હાથનો ઇશારો મહીપતરામને કરી પછી તુર્ત નવલરામ ભણી જોતા: "એટલું જ કે હમણાં તો જમી લઈએ." ચારે વતું ઓછું હસે છે.

મહીપતરામ: "રામશંકર, ભાત લાવજો; ને ઓસામણ પણ."

૫

૧૮૭૪ના પહેલા ચરણના એક દિવસનો એ નાનો શો જમણવાર પંઢરપુરમાં સબજજ નિમાયલા લાલશંકરના વિદાયમાન લેખે તેમના ગુરુતુલ્ય મહીપતરામે પોતાને ત્યાં ગોઠવ્યો હતો. તેમાં લાલશંકર અને તેમના નિકટ મિત્ર તથા સહચારી અંબાલાલને તો તેડવાના હોય જ; અને, એ બંને સાથે નવલરામને નિકટ સંબન્ધ તેથી તેમ કોલેજના કામ સિવાય તે મહીપતરામને ભાગ્યે મળતા એ તેમનો સંકોચ આવા પ્રસંગ મળતાં કમી કરવાના આશયથી મહીપતરામે તેમને પણ નોતર્યા હતા.

ભોજન દરમ્યાન સ્વાભાવિક એવો આનંદપ્રમોદ ને અંતભાગે જરા તરખાટ મચ્યા જેવું થયું પણ જમ્યા પછી સૌ મેડીએ બેઠા ને ત્યાં યજમાનનો શરમાળ પણ તેજસ્વી, છ વરસનો પુત્ર પાનની તાસક મૂકી ગયો તેને નવલરામે હેતથી "કોણ રમણ કે? 'લ્યા, તું તો બહુ મોટો થઈ ગયો." એમ બોલાવ્યો ત્યારે વાદળ વિખેરાઈ ગયું હતું. તેમને જેમ આવી રીતે એમની સાત્ત્વિકતા સહાય થઈ તેમ મહીપતરામને એમની ભોળપ સહાય થઈ. આવેશમાં બોલી જાય ખરા, પણ ઘડી પછી કૈં નહિ.

આ શાન્તતાયુક્ત વાતાવરણમાં પહેલાં તો જમણનાં વખાણ થયાં; પછી, મૂળે તો આપણી એટલે કાઠિયાવાડ બાજુના કહેવાતા

કોઈ દયાનન્દ નામે મોટા સ્વામીએ ઉત્તર હિન્દમાં ભારે જોસીલાં ભાષણો વેદ તથા વેદધર્મ વિશે થોડા વખતથી કરવા માંડ્યાની અને એ પંકાયલા સ્વામી આ બાજુ આવવાના હોવાની માહિતી એ ચારેમાં સૌથી વધુ છાપાંરસિક નવલરામે આપી; અને તેમણે ચોથી વારની ડબલ પટ્ટી માટે પાન સાથળને ધોતિયે લહોવા માંડયાં ત્યારે લાલશંકરે ધીરે રહીને કહ્યું કે કોઈ પણ વિષયનાં જોસીલાં ભાષણ ઝાઝાં વખત અર્થસાધક નીવડતાં નથી. તેમણે દાખલો આપણી બાજુના સંસારસુધારકોનો આપ્યો અને ઉમેર્યું કે જે ખરી જરૂર છે તે તો જ્ઞાનપ્રચારની, વહેવારમાં મૂકી શકાય તેટલા જ સુધારાની વાતો કરવાની તથા પ્રજાને સાદાઈનો દાખલો બેસાડવા માટે અંગ્રેજી ભણેલાઓએ વ્યસનમાત્રથી તથા નાનામોટા ઠાલા શોખથી પરહેજ રહેવાની.

તે અને મહીપતરામ તો હીંચકે એકલા બેઠા હતા. તાસક અંબાલાલ ને નવલરામ બારી નજીકની ખુરસીઓએ હતા ત્યાં હતી. તેનો પહેલી જ વાર ઉપયોગ કરતાં અંબાલાલે તેમાંથી એક એલચી ને જરા વરિયાળી લઈ, લાલશંકરના વિચારોને ટેકો આપ્યો. તેમણે પંદર વીસ વર્ષ પરનાં કવિ નર્મદાશંકર તથા બીજાઓનાં જુસ્સાદાર ભાષણો સંભારી, હવે એ જ કે બીજા સુધારાવાળાની મન્દતા પર ટકોર કરી; એ લોકોએ ૧૮૬૦માં કરાવેલો ગણપત ને દીવાળીબાઈનો સર્વ પ્રથમ વિધવાપુનર્વિવાહ કર્યો ફોકટ ગયો ને એવો બીજો વિવાહ તો હમણાં ત્રણ વર્ષ પર જ કેટલુંય જોખમ ખેડીને કરસનદાસની સહાયતાથી માધવદાસશેઠે મુંબાઈમાં પરેલના કોઈ એકાંત બંગલામાં—જો કે હાજર તો ત્યાં બસો જણ હતાં—ધનકોરબાઈ સાથે કર્યો તે જ, એ બનાવો ટાંકયા; અને નોંધવાજોગ પરદેશગમન આટલા અઢી દસકા જેટલા સમયમાં માત્ર કરસનદાસ ને મહીપતરામનાં થયાં તે બે જ—એ તાજું કરવું પણ ભૂલ્યા નહિ.

"સાવ સાચું" એવી લાલશંકરની ટાપસી પછી નવલરામે

એવો મત ઉચ્ચાર્યો કે દત્ત તો "ચળુખરા સુધારકોમાં કામને નામે આમળા જેવડું મીંડું દીઠામાં આવે છે" તેમ જ, જે આગળ પડવા યત્ન કરે છે તેને "સમવિચારીની તરફથી કેટલી થોડી સહાયતા મળી છે" એ આપણે સૌ જાણીએ છીએ.

આ છેલ્લા વિધાને કાન્તિમાન મુખના યુવાન લાલશંકરની કાન્તિને પ્રદીપ્ત કરી. તે બોલ્યા: "કહો ત્યારે નવલરામજી, એવી દશા છે આપણી તો. આવું હોય ત્યાં બિચારો સંસારસુધારો કેમ ટકે?"

નવલરામ: "ન શું ટકે? કરતાં આવડે તો બધું ટકે. સુધારકો બડીબડી બાતો નહિ કરતાં પોતાથી જેટલું ખરેખર બને તેટલું જ કરવા નિશ્ચય કરી આગળ વધે તો માલૂમ પડે કે ઘણીક હકીકતો તો મનની માની લીધેલી જ હોય છે."

અંબાલાલ (નિર્દોષ ભાવે, પણ લાલશંકરનું મન સમજી ગએલા): "સવાલ એટલો જ છે કે વાતો બડી કઈ ને છોટી કઈ?"

નવલરામ: "કેમ વળી? બડી બાત તે નાતજાત તોડવાની કે દારૂ પીને સુધારો કરવાની; ને છોટી તે કેળવણી વધારવાની અને બાળલગ્નનો નિષેધ કરવાની."

મહીપતરામ: "મને પણ એમ જ લાગે છે."

અંબાલાલ: "પણ નવલરામભાઈને હજી નથી લાગતું-પૂરેપૂરું નહિ."

નવલરામ: "કેમ, શા પરથી એમ કહો છો?"

લાલશંકર: "એટલા પરથી કે તમે અમારી બિચારી બાલલગ્નનિષેધક મંડળીની બાંહ્યડી ઝાલતા નથી."

પેલા ત્રણે ખડખડ હસે છે ને નવલરામ પણ જરા ક્ષોભ ને બાકી શરમથી લાલ મોંએ, સાચુંખોટું હસતા, બારીમાંથી બહાર

રસ્તા પર પાનની પિચકારી મારે છે. પાછા ખુરસીએ બેસી લાભ-શંકરને હાથ જોડતા—

નવલરામ: "જણશે તમે પણ. તમે જીત્યા, જાઓ."

લાભશંકર ( સામા હાથ જોડી ): "જીત્યું કોઇ નહિ; અથવા, જીત્યો આપણો ઊંચો વિચાર, આપણો સુધારો–ધીમો પણ સંગીન. આજથી મંડળીનું મંત્રીપણું તમારે માથે."

નવલરામ: "ભલે. જેવી સૌની મરજી."

## પ્રકરણ અગિયારમું

૧

લાલશંકરને પંઢરપુરમાં 'શાળાપત્ર'નો જે પહેલો અંક મળ્યો ચુમોતેરના-મે ને જુનનો ભેવડો-તેમાં બાળલગ્નનિષેધક મંડળી વિશેનું લખાણ જોઈ તેમના આનન્દનો પાર ન રહ્યો. એ લેખમાં નવલરામે પેલે દિવસે ભોજનોત્તર ચર્ચામાં દર્શાવેલા વિચારો તો સુવ્યવસ્થિત રીતે રજૂ કર્યા જ હતા, પણ ત્યાર પછીની એક ચર્ચા વખતે મંડળીના નિયમોનું જે ડોળિયું પોતે, તેમણે ને અંબાલાલે મળીને કરેલું તેને આધારે ઘડાયલી નિયમાવલી પણ હતી.

એ નિયમાવલીનો પાંચમો નિયમ એવો હતો કે વરકન્યાની વયમાં ઓછામાં ઓછું પાંચ વર્ષનું અન્તર હોવું જ જોઇએ. "આ નિયમ અમારામાંથી જ કોઈકને ભારે પડી જાય નહિ તો સારું." પછી, પોતે તો નસંતાન પણ ભત્રીજીને સંભારી, "સારું છે કે મણિને માટે તો એની કેળવણીને શોભે-શોભાવે તેવા દોલતરામ મળી રહ્યા છે. પણ-હજી તો ત્રણ જ વર્ષની છે પણ-નવલરામની કમળાનું વેશવાળ તો કોઈ સારા મૂરતિયા સાથે આ ઉમરનો ભેદ લક્ષમાં રાખી વેળાસર થઈ જાય તો સારું. નાતમાં વરની જ અછત છે એટલે સારા ભણેલાની તો હોય જ. એ બધી વાતની સરત રાખવી ને સુધારક તેમ જ બાળકોના હિતચિંતક તરીકે આવા આકરા નિયમ પાળવા એ કપરું કામ છે ... થાય તે ખરું."

નવલરામનું શાળાપત્ર અને અંબાલાલના પત્રો એ બે વડે વતન અમદાવાદથી દૂર જઈ પડેલા લાલશંકરનો ગુજરાત સાથેનો સંપર્ક મુખ્યત્વે સચવાતો. નવલરામનો પત્રવહેવાર અનિયમિત કેમ કે

રસ્તા પર પાનની પિચકારી મારે છે. પાછા ખુરસીએ બેસી લાલ-શંકરને હાથ જોડતા—

નવલદાસ: "જયશ્રી તમે પણ. તમે જીત્યા, જાઓ."

લાલશંકર (સામા હાથ જોડી): "જીત્યું કોઇ નહિ; અથવા, જીત્યો આપણો ઊંચો વિચાર, આપણો સુધારો—ધીમો પણ સંગીન. આજથી મંડળીનું મંત્રીપણું તમારે માથે."

નવલદાસ: "ભલે. જેવી સૌની મરજી."

# પ્રકરણ અગિયારમું

## ૧

લાલશંકરને પંઢરપુરમાં 'શાળાપત્ર'નો જે પહેલો અંક મળ્યો ચુમોતેરના–મે ને જુનનો ભેવડો–તેમાં બાળ-લગ્નનિષેધક મંડળી વિશેનું લખાણ જોઈ તેમના આનન્દનો પાર ન રહ્યો. એ લેખમાં નવલરામે પેલે દિવસે ભોજનોત્તર ચર્ચામાં દર્શાવેલા વિચારો તો સુવ્યવસ્થિત રીતે રજૂ કર્યા જ હતા, પણ ત્યાર પછીની એક ચર્ચા વખતે મંડળીના નિયમોનું જે ડોળિયું પોતે, તેમણે ને અંબાલાલે મળીને કરેલું તેને આધારે ઘડાયલી નિયમાવલી પણ હતી.

એ નિયમાવલીનો પાંચમો નિયમ એવો હતો કે વરકન્યાની વયમાં ઓછામાં ઓછું પાંચ વર્ષનું અન્તર હોવું જ જોઇએ. "આ નિયમ અમારામાંથી જ કોઇકને ભારે પડી જાય નહિ તો સારું." પછી, પોતે તો નસંતાન પણ ભત્રીજીને સંભારી, "સારું છે કે મણિને માટે તો એની કેળવણીને શોભે–શોભાવે તેવા દોલતરામ મળી રહ્યા છે. પણ–હજી તો ત્રણ જ વર્ષની છે પણ–નવલરામની કમળાનું વેશવાળ તો કોઈ સારા મૂરતિયા સાથે આ ઉમરનો ભેદ લક્ષમાં રાખી વેળાસર થઈ જાય તો સારું. નાતમાં વરની જ અછત છે એટલે સારા ભણેલાની તો હોય જ. એ બધી વાતની સરત રાખવી ને સુધારક તેમ જ બાળકોના હિતચિંતક તરીકે આવા આકરા નિયમ પાળવા એ કપરું કામ છે ... થાય તે ખરું."

નવલરામનું શાળાપત્ર અને અંબાલાલના પત્રો એ બે વડે વતન અમદાવાદથી દૂર જઈ પડેલા લાલશંકરનો ગુજરાત સાથેનો સંપર્ક મુખ્યત્વે સચવાતો. નવલરામનો પત્રવહેવાર અનિયમિત કેમ કે

તેમની જંજાળોનો પાર નહિ ને અંબાલાલ નિયમિત કેમ કે તે થાય એટલું જ માથે લેતા. સામાન્ય રીતે તેમણે રવિવારે લખેલો પત્ર લગભગ દર મંગળવારે પંઢરપુર પહોંચતો જ. તેમાં બીજી નવાજૂની ઉપરાંત લાલશંકરને પ્રિય હતી તે બાળલગ્નનિષેધક મંડળીની જુદી-જુદી નાનીમોટી રસિક વીગતો અને તેમાં નવલરામ જે ભાગ સ્થિરતાથી ભર્યે જતા તેનો પરિચય એ સ્નેહી લાલશંકરને કરાવતા.

૨

અંબાલાલના તેવા એક પત્રમાં લખાઈ આવ્યું હતું: "આપણી મંડળીએ મેમ્બરો લેવાની બાબતમાં હમણાં એક અપવાદ કર્યો. તમારી તથા નવલરામની જ્ઞાતિના પીતાંબરદાસ દેરાસરીના યુવાન પુત્ર ડાહ્યાભાઈએ અરજી કરેલી. તેમની ઉંમર મેંબર થવા જોઈએ તેનાથી હજી એકેક વરસ ઓછી છે. પણ ખરા ઉત્સાહવાળા યુવાનોને આગળ પાડવાં જોઈએ એમ વિચારી, આપણું સ્થાન લેનાર પણ આપણે જ તૈયાર કરવાના છે એ વાત પણ ધ્યાનમાં રાખી, નવલરામે ને મેં એ ભાઈની અરજી સ્વીકારી છે."

બીજામાં હતું: "મેં અમદાવાદ છોડી વડોદરામાં રાજ્યની નોકરી લીધી છે. આ વિશે મોઘમ ઇશારો ગયા પત્રમાં મેં કરેલો જ; હવે જવાનું નક્કી થયું છે. આપણી મંડળી ને તેની પત્રિકા તો ચાલુ રહેશે જ. નવલરામભાઈની એ માટેની કાળજી ને ખંત મારે કંઈ વર્ણવી બતાવવી પડે તેમ નથી એ જાણો છો. ચુનીલાલ કવીશ્વર પણ એમની મદદમાં છે જ. આ છેલ્લા નામ પરથી મંડળીની ગઈ સભાનો એક અસાધારણ બનાવ યાદ આવે છે. સોસાયટીના લહિયા તથા કારકુન ઇચ્છારામ વ્યાસને તો તમે ઓળખો છો, ને એની માણભટ્ટવિદ્યા તેમ જ જાદુવિદ્યાથી અણવાકેફ઼ગાર નથી. તેમને આપણે મંડળીમાં તો તમે અહીં હતા ત્યારે જ લીધેલા. હમણાં તેમણે પોતાના લાડકવાયાનું લગન છોકરાથી ત્રણેક વરસ મોટી કન્યા

સાથે કર્યું. આ કેમ ચલાવી લેવાય? એટલે અહીં તો એ બનાવ બનતાં જ આપણા સૌ લાગતાવળગતામાં ખળભળાટ જેવું થઇ ગયું. એમનો જવાબ લેવા, મંગળદાસ વકીલના ડહેલામાં બેંચ સ્કૂલવાળા મકાનમાં મોટી સભા ભરાઇ અને ઉગ્ર ચર્ચાને અંતે ઇચ્છારામનું નામ રીતસરના વિધિથી મંડળીમાંથી કમી કર્યું. એના ખેલ જોઇ એમાંથી એને કમાણી પણ હવેથી કમાવવી નહિ એમ ઠર્યું. આ બધી ધમાલ વેળા કવીશ્વરજીનો ગુસ્સો તો ક્યાંય માતો સમાતો નહોતો. વધારે ધ્યાન ખેંચે તેવું તો એ હતું કે જેમને કોઇએ કદી ક્રોધમાં જોયા જ નથી તે ભોળાનાથભાઇની શાન્ત મુખમુદ્રા પણ એ વખતે વ્યાસજી પ્રત્યેના તિરસ્કારની સઘળી છાયાથી ઘેરાઇ ગઇ હતી.”

એ અરસામાં જ—૧૮૭૬ ના પૂર્વાર્ધમાં—નવલરામે 'લગનસરા' નામે એક લેખ પણ બાળલગ્નનિષેધક પત્રિકામાં લખીને શાળાપત્રમાં એ ફરીથી છાપ્યાનું જોઇ—એ રીતે તેને શિક્ષક વર્ગમાં પણ પ્રચરિત થયો જોઈ—લાલશંકરને આનંદ થયો હતો.

જેમ એ હકીકત તેમ લેખમાંનું લખાણ પણ આનંદ આપે તેવું હતું. તે લગ્નના ખોટા ખર્ચો સામે હતું, પણ એ વિષયમાં ઝાઝો સીધો ઉપદેશ આપતું નહોતું. તેમાં એવી કલ્પના લેખકે કરી હતી કે કોઈ પરદેશી મુસાફર હિન્દમાં આવ્યો હોય તો તે હિન્દુઓના લગ્ન સમારંભ જોઈને આશ્ચર્યમુગ્ધ થઈ જાય, કેમ કે આપણી દુઃખી, પરતંત્ર, ગરીબ ને અભાગી સ્થિતિથી અજાણ્યો એવો તે તો એમ જ માને કે આ પ્રજા સ્વર્ગપ્રાપ્તિ જેવા કોઈ મહાપ્રસંગને અંગે આવી બડી ધામધૂમ કરવા પૈસો ખર્ચતી હશે ને આનન્દ ભોગવતી હશે. એ બનાવથી મુસાફરના મન પર પડેલા સંસ્કારોનું શબ્દચિત્ર પણ લેખકે ચમકતી ને ક્યાંક કટાક્ષભરી ભાષામાં રસિકતાથી દોર્યું હતું અને લેખના છેવટના ભાગમાં, લોકોમાં ખરી લગ્નભાવના સંબન્ધી અજ્ઞાન છે એ બદ્દલ ખેદ દર્શાવ્યો હતો.

મંડળીનો ઉદ્દેશ બર આવે એ માટે લોકોને જગાડવાની તેમ જ જાગેલા રાખવાની નવલરામની એ પ્રવૃત્તિઓ તો મંડળી તથા શાળાપત્ર દ્વારા થઈ હતી, પરંતુ એ બધું વિચારતાં, ગયે વર્ષે ૧૮૭૫માં નવલરામે પોતે થઈને સ્વયંસ્ફુરણાથી રચી છપાવેલી 'બાળલગ્નબત્રીસી'ની મૂલ્યવત્તા પણ તેમના આ દૂરદૂર વસતા સ્નેહાળ સુધારકમિત્રના મનથી ઓછી નહોતી. ઘણી યે વાર વહેલી સવારે ફરવા જતાં કે દિવસને છેડે કોર્ટના કામનો થાક ઓછો કરવા લાલશંકર, દુઃખી કજોડાં તથા મૂર્ખ માબાપોની એ કરુણરસિક કે હસાવતી નાની નાની ગરબીઓ ધીમે સાદે ગણગણતા અને એના રચનારની રસિકતા તેમ જ દેશપ્રીતિ માટે વારંવાર ખરા દિલથી મિત્ર તેમ ગુજરાતી તરીકે મગરૂર થતા.

૧

ચુમોતેરની સાલમાં લાલશંકરને અમદાવાદ છોડવાનું થયું ને પછીતે વર્ષે અંબાલાલને—તેમણે વડોદરા રાજ્યની નોકરી સ્વીકારવાથી અને નવસારીમાં ડિસ્ટ્રિક્ટ જજ તરીકે તેમની નિમણૂક થવાથી. ત્યાર પછી પણ તે બાળલગ્નનિષેધક મંડળીના મંત્રી તો ચાલુ રહ્યા હતા. ને છોંતેરના સપ્ટેમ્બરમાં દેશી કારીગરીના ઉત્તેજન માટેની અમદાવાદમાં ભરાયલી એક સભામાં પ્રમુખ તરીકે આવ્યા હતા. હિમાભાઈ ઇન્સ્ટિટ્યુટમાંની એ સભાનું નવલરામનું એક મીઠું સ્મરણ એ હતું કે પોતાને પણ સુપ્રિય એવા એ દિવસના વિષય પર 'સ્વદેશ કારીગરી' નામનું ઠીકઠીક લાંબું કાવ્ય કવિ ખુશાખીરામે વાંચેલું ને પોતાને યાદ રહેલી તેવી કોઈકોઈ કડીથી તો શ્રોતાઓનું પણ મનરંજન થયું હતું.

ચીજો છે વિદેશી સહુ એ ઠગારી,
ન લેશો જતાં જીવ છે અર્જ મારી;
હવે હું રહ્યો આખરે એથી હારી,
વિલાતી ચીજો વીર લેજો વિચારી,
જ્યારે અન્ય વર્ણનું ખાઈ વટલઈએ,
તો શું અન્ય માલ લઈ ન અભડાઈએ ?

અંબાલાલ આમ પ્રસંગોપાત્ત અમદાવાદ આવતાજતા, પણ ત્યાં તેમનો સ્થાયી નિવાસ હવે નહોતો, એ નવલરામનાં ત્યાંનાં આખરી વરસોમાં એક મોટી ઊણપ હતી.

અંબાલાલે અમદાવાદમાંની સરકારી નોકરી છોડવાની થઈ તે એમના પ્રજાસેવાના પ્રેમને લીધે, એ જોઈને પણ નવલરામને ઘણી ગ્લાનિ થઈ હતી. રાજ્યશાસ્ત્ર તથા રાજ્યપ્રકરણના

સારા અભ્યાસી અંબાલાલ એક માનનીય વર્તમાનપત્ર 'હિતેચ્છુ'માં (વગરસહીએ અલબત્ત, કેમ કે તંત્રીસ્થાનેથી) જે લેખો ગુજરાતી ને અંગ્રેજીમાં લખતા તેમાં સરકારી રાજ્યવહીવટની કે અમલદારોનાં કૃત્યોની ટીકા હોય જ; એ જ રીતે, પ્રજાકીય હિલચાલોને અંગે સરકારને કેટલીક વાર અરજી કરવાની થતી તેના મુસદ્દા પણ તે ઘણી વાર ખાનગી રાહે (જેમ પૂનામાં સાર્વજનિક સભા માટે, પોતે સરકારી નોકર છતાં રાનડે જેવા પણ કરતા તેમ) ઘડી આપતા. આ બધું ધીરેધીરે સરકારમાં પહોંચ્યું ને તેને પરિણામે સરકારી કબુતરખાનાંમાં જે ફડફડાટ થયો તેનો વધતો જતો અવાજ મિત્રો દ્વારા તેમને કાને આવતાં ને મિત્રોની સલાહ પણ સરકારી નોકરીમાંથી ખસી જવાની મળતાં, તેમણે એ છોડી હતી.

આ બનાવે નવલરામના મન પર ઊંડી અસર કરી. એમનો સ્વાતંત્ર્યપ્રિય તથા ઇંગ્લિશ પ્રજાના ઇતિહાસનો પરમ રસિક જીવ અત્યાર પહેલાં જ કર્ટિસ જેવા મોટા અમલદારોનું અણઘટતું વર્તન ચલાવી લે નહિ તેવા પ્રસંગો બન્યા હતા. શાળાપત્ર હાથમાં આવ્યા પછી પણ તેમણે એ માસિકની પ્રવૃત્તિને નિસ્બત હતી તેટલે અંશે સરકારના જ કેળવણીખાતાના રિપોર્ટની અગાઉ એક વાર કુનેહથી પણ સ્પષ્ટતાથી ટીકા કરી હતી. એવો બીજો પ્રસંગ તેમણે ૧૮૭૪-માં પણ આગલા વર્ષના રિપોર્ટને ચર્ચતાં શિક્ષણમાં માતૃભાષાના સ્થાનની ચર્ચામાં સાધ્યો હતો.

એ રિપોર્ટમાં ખાતાના ઉપરીઅધિકારી પીલસાહેબ વિદ્યાર્થી-ઓના ભીડભંજન તરીકે ઝળક્યા હતા—એવી સૂચના કરીને કે હાઈ-સ્કૂલોમાં એ લોકોને ભણતરનો બોજો ભારે હોવાથી અભ્યાસક્રમમાંથી દેશી ભાષાઓની કવિતા ઓછી કરવી. એ મતવિધાન વિશે આશ્ચર્ય બતાવીને નવલરામે લખેલું: "શેક્સપિયર અને મિલ્ટનનો અન્વય ગુજરાતી [illegible] ી શકાય, પણ નળાખ્યાનમાં છોકરા ના-[illegible] [illegible] મોટો ચમત્કાર લાગે છે. અને વિશેષ

ચમત્કાર એ કે આ કારણને લીધે ગૂજરાતી કવિતાનો અભ્યાસ જ ઓછો કરવો એવો ગંભીરાશયથી કેળવણીખાતાના ડિરેક્ટરસાહેબ મનસુબો કરે છે."

ટીકાકારને મતે, વધારે ખોટું તો એ થયું હતું કે યુનિવર્સિટી-ની મોટી પરીક્ષામાંથી સ્વભાષા નીકળી ગઈ તેની સામેનો પોકાર થઈ ગયા પછી તથા એ થયા છતાં ખાતું ઉપલી રીતે હાઈસ્કૂલો-માંનું પણ સ્વભાષાનું સ્થાન નીચું કરવાની તૈયારી કરે છે. જે કેળ-વણી પાછળ દેશ લાખો રૂપિયા ખર્ચે છે તેને અંગે દેશજનોને જો દેશી ભાષાનું જ્ઞાન સર્વ રીતે બરાબર ન મળે તો પછી તેમને જે વિદ્યામૃત મળ્યું તેમાંનો એક છાંટો પણ તેઓ પોતાના અભણ દેશી ભાઈઓને આપી શકવાના નહિ. પ્રજાના લાખો રૂપિયા ખરચનારી કેળવણી શું માત્ર ગણતર છોકરાને ખાનગી લાભ કરનારી નીવડશે? અને આ બિચારો ગરીબ દેશ આટલો બધો ખરચ કરવા છતા કૃતઘ્ની પુત્રના બાપની પેઠે રખડતો જ રહેવાનો?

એ લેખ પૂરો એક આનુષંગિક વિષયને લગતા એવા સ્પષ્ટ કથન સાથે કર્યો હતો કે અમદાવાદમાં કોલેજ કરવી હોય તો, સરકારે તો એ બાબતનો નન્નો વાસી દીધો હોવાથી, અમદાવાદીઓએ "પોતાના જ બળ ઉપર કૂદવું" જરૂરનું છે.

સ્વાશ્રયનો એ પ્રયોગ સદ્‌ભાગ્યે એવામાં જ થોડા વખત પછી થઈ શક્યો હતો અને શરૂઆતમાં 'ગુજરાત કોલેજ ઇન્સ્ટિટ્યુટ'ના નામે ઓળખાતી એ નવી પાઠશાળાના આચાર્ય યાને પ્રિન્સિપલ તરીકે થોડા માસ કાર્ય કર્યા પછી જ અંબાલાલને નવસારી જવાનું થયું હતું, એ હકીકતો દેશપ્રેમી તથા ભાષાસક્ત નવલરામને માટે અંબાલાલ ગયા એ અન્યથા ગ્લાનિકર બનાવનું સંતોષકર અંગ હતું.

૨

મણિગૌરી: "મરુંજે, સ્હાંભળો છ કે?"

નવલરામ (નજર ચોપડીમાં જ રાખી): "શું?" એમના મનમાં એમ કે ફરી પાછી. આ કમળા ચાર વરસની તો થઈ ગઈ. એને

માટે હવે નાતમાં વર જોતા રહેવું પડશે વગેરે વાતોનું પુરાણ ઉખેળાવાનું છે.

મણિગૌરી : "આજે બાજુવાળાં હરિકુંવર મ્હાંજે બેસ્હવા આઈવાં ઉતાં."

નવલરામ (સ્વગત) : કોઈ મુરતિયાનું નામ હમણાં જ સંભળાશે." (પ્રકાશ) : "હું ..."

મણિગૌરી : "તે એ તો એમ કેહતાં'તાં જે તમે રાતના વ્હેલા જમી લેવાનું રાખો તો ઠીક."

આ સાંભળતાં જ નવલરામ ચોપડીમાંથી મોં પત્ની ભણી ફેરવે છે.

મણિગૌરી (સ્વગત, મનમાં મલકાઈ) : "કેવા ચમકાઈવા? એ વિના વાત સ્હાંભળે સ્હાના?"

નવલરામ (સાશ્ચર્ય) : "એટલે? એ શું?"

મણિગૌરી (આછા ચાળા પાડી) : 'એ શું?'! સુંમાં તો એટલું જ કે એમ કૈં એ નોહતાં કેહતાં—હું જ કેહું છ."

નવલરામ (ઈઝીચેરમાં પાછા ઢળી જઈ) : "હં હં, તમે કેહો છ."

મણિગૌરી : "કેમ, અમારાં માન એકાએક વઈધાં કૈં?"

નવલરામ (હાથમાં મિલનું 'સબ્જેકશન ઑફ વીમેન' હતું તેથી) : "હાસ્તો! આ એક બૈરાંની ગુલામી ટાળવાનું પુસ્તક વાંચું છ તેથી હમણાં તો એમ જ બોલાયની?" ધીમું હસે છે.

મણિગૌરી : "માગું છ કે એ રોજ વાંચતા રોહ."

નવલરામ : "વાંચતા જ?"

મણિગૌરી : "ને એમ એ નામે બોલાવી માન આપતા બી ખરા સ્તો!"

નવલરામ (હસીને) : "વારુ, પણ પેલી વહેલા જમવાની વાત શી હતી?"

મણિગૌરી "એ જમવાની વાતને બીજી જમવાની વાત જોડે સંબંધ છે."

નવલરામ: "કેવી રીતે? કોઈને જમવા તેડવા છ?"

મણિગૌરી: "તો તો એક જ દાહડો વેહલા જમવાનું કેહું. આ તો રોજની વાત છે. કાલે રાતના પોળમાં એક નાત જમી તે તો ખબર છેની? કે એ બી રામરામ જ?"

નવલરામ: "રામરામ. હું તો કોલેજથી આવી થોડી વારમાં લખવા બેઠેલો તે જમવા ઊઠ્યો રોજની પેઠે સાડાદસે એ તું જાણે છ. તેં બી એ વખતે નાતનું કૈં કહ્યુલું નહિ."

મણિગૌરી (મનમાં હસતાં, કેમ કે પતિના મુખમાં પત્ની માટે ટેવબળે પોતા માટે એકવચન આવી ગયું ને એ તેમના ખ્યાલમાં નથી એ પણ સમજી ગયાં): "ન્હે કહ્યુલું કેમ જે કેહેવા જેવું નોહતું. આજે જ જાણ્યું તે હવે કેહું છ કે એ સાઠોદરાની નાતમાં આપણા મોતિયાએ ઊંધે માથે ઝંપલાવેલું."

નવલરામ (ખુરશીમાં બેઠા થઈ જતાં): "હૈં! શા માટે?"

મણિગૌરી: "શા માટે? તે તો એ માટે કે તે બેઠેલો એટલે, ઊંઘરેટો ને ઝૂંકતો ઝૂંકતો; નીચે નાત જમતી'તી; એને આઇવું ઝોલું એટલે—પડ નીચે નાતમાં!"

નવલરામ: "અરરર! પછી? કંઈ ગડબડ તો થઈ જ હશે તો! એ લોક તો અભડાઇ ગયાં હશે."

મણિગૌરી: બધુંય થતે–ગરબડ ને હોહા બધી માંગો તેટલી. હરિકુંવર કેહતાં જ ઉતાં કે તમારી લોકની વિસનગરાની નાત હોતે તો તરત જ આખી નાતમાં ખબર પડી જતે ને જમાડનારની નાત બગડતે ને અવદિચ્ય ઋષિઓ ત્હાં જમતા હોતે તો તો બિચારા મોતિયાના સરીરમાં એકે હાડકું આખું ન રહ્યું હોત."

નવલરામ (ગ્લાનિ ને કુતૂહલના મિશ્ર મુખભાવથી): "પણ થયું શું? આ લોકે શું કીધું?"

મણિગૌરી: "જે કીધું તે ડહાપણભરેલું. મોતિયો પડેલો

તે સ્હામેવાળા રેંટિયાવાળા કેહવાય છ તે રણછોડભાઈશેઠના ઘરનાં બૈરાં જમવા બેઠેલાં તેમની પાછળ. તેના હાથપગ પણ એ લોકને અડકેલા પણ બંને કેટલાં સમજુ ને અગમચેતીવાળાં કે 'અશ્યા ભાને નથી રાખતો !' એટલું જ મોતિયાને જેઠીબાએ કેહ્યું ને સાસુવહુએ એ જ વખતે જમવું બંધ કરી હાથ ધોઈ નાખ્યા ને નાત જમી રહી એટલે એમ ને એમ વગરજમ્યે ઊઠીને ઊભાં થયાં ને ગયાં ઘરમાં."

વાત પૂરી થતાં નવલરામ નીચલો હોઠ જરા ફરકે છે. પછી–

નવલરામ: "એટલાં નસીબદાર–મોતિયો તેમ આપણે બી. બાકી નામ તો આપણું જ આવતેની ?" જરા રહી, "એને કેહવાનું કે હવેથી એવું હોય ત્હારે ઓસરીમાં બેસે, ઓટલે નહિ." ફરી ચોપડી ઉઘાડે છે.

મણિગૌરી (સસ્મિત, સ્વગત): "પણ તમારાથી વેહલું જમાવાનું નહિ ! એ તો પેલું દલપતરામભાઈએ જ કહ્યું છ–ની તેવું કે "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી."

૩

મિત્રસમાગમની બાબતમાં ૧૮૭૪–૭૬નાં વર્ષોમાં નવલરામની ગ્રહદશા જ જાણે માઠી હતી. એમાંનાં પહેલાં બે વર્ષમાં લાલશંકર ને અંબાલાલને એમનાથી દૂર જવાના પ્રસંગો આવેલા તેમ, ઉનાળાની રજાઓ ગાળવાના નિયમાનુસાર પોતે '૭૬ના ઉનાળામાં સૂરત આવ્યા ત્યારે નર્મદાશંકર બંને પત્નીઓ તથા બાળકપુત્ર બક્કા સાથે મુંબાઈ જઈ વસ્યા હતા; મધુવચરામ પણ મુનસફ બની બીજે ગયા હતા; અને વિજયાશંકર–(તે હવે તો જરા દાધાબળ્યા પણ નહોતા થતા જતા ?)–જેવા મનસ્વી કવિરાજ સાથે નવલરામને ઝાઝું ગોઠતું નહિ.

પોતાને માટે સૂરત આમ સૂનું થયું જોઈ નવલરામે–જિંદગીમાં પહેલી વાર–મુંબાઈ જવાનો વિચાર કર્યો અને એ અમલમાં મૂક્યો ત્યારે પોતે જોયું કે એ જવું લાભકારક નીવડ્યું છે.

મુંબાઈમાં કવિની આસપાસ—આર્થિક દૃષ્ટિએ તેમનો એ વધારે સંકડામણનો સમય છતાં—જે સાક્ષરમંડળ જામતું જતું હતું તેમાંના યુવાનો ને સમવયસ્કોના સમાગમનો લાભ નવલરામને ( ત્રણ જ દિવસ, પણ સવારે—સાંજની બેઠકોમાં ફરીફરીને) ઘણો મળ્યો ને આનંદકારક નીવડ્યો.

એ મંડળમાં 'લલિતાદુઃખદર્શક' વડે આખા ય શિક્ષિત ગુજરાતમાં સંમાન્ય બનેલા રણછોડભાઈ હતા; તેમના તથા વ્રજલાલ શાસ્ત્રીના સમર્થ સહચારી તરીકે અમદાવાદમાં 'ધર્મસભા' ચલાવી જાણીતા થએલા મનઃસુખરામ હતા; કવિના નિકટવર્તી પારસી મિત્રો ને સહાયકોમાંના એક સજ્જન નાનાભાઈ રાણીના હતા; અને ડાંડિયાના આદ્યસ્થાપકોમાંના એક, સર્વપ્રથમ ગુજરાતી ગ્રૅજ્યુએટોમાંના એક, નૈતિક તથા સાંસારિક સુધારાના ધ્યેયથી રચાયલા ગદ્યપદ્યમય નાટક ગુલાબના કર્તા નગીનદાસ મારફતિયા પણ હતા.

કવિને પોતાને નવલરામે એ સૌની સાથે વિદ્યાપ્રકરણી વિવિધ વાતચીત કરતા તેમ જ એ સમયે ઇલાકાના બુદ્ધિમાનોના મુખ્ય ચર્ચાવિષયો બનેલા દયાનન્દ ને આર્યસમાજ તથા નવી સ્થપાયલી થીઓસૉફિકલ સોસાયટી વિશે સાધકબાધક ચર્ચા કરતા સાનન્દ જોયા.

વિશાલતર ને વધારે જીવન્ત વિષયોના એ રસિયાઓ પોતાના મિત્ર અને મહેમાનની પ્રવૃત્તિઓના પણ રસિયા હતા; બાળલગ્નબત્રીસીમાંની કેટલીક સૌથી રસમય ગરબીઓ રણછોડભાઈએ ભરી મંડળી વચ્ચે જ હાવભાવપૂર્વક લલકારી હતી; સૌ 'ગુજરાતશાળાપત્ર' નિયમસર વાંચનાર હતા: જ્ઞાનપ્રચારકના કાબેલ તંત્રી રાણીનાએ તો એને પંતુજી—પત્રમાંથી વિદ્યાવન્તોનું પત્ર બનાવ્યા બદલ તંત્રીને મુબારકબાદી પણ આપી અને બીજા સૌએ પણ એમાંના એ અરસાના લેખોમાંથી કોઈ ને કોઈ સંભારીને પ્રશંસાના ઉદ્ગાર કાઢ્યા.

૪

નવલરામે એ મુલાકાતનું જે સરવૈયું સૂરત પાછા ફરતાં ટ્રેનમાં કાઢ્યું તેનાથી તેમને સંતોષ થયા વિના રહ્યો નહિ. કવિ હવે

સુધારાવિષયમાં કોઈ જુદી જ વાણી ઉચ્ચરતા થયા હતા ને થોડા વખતમાં સામે છેડે–કદાચ જાહેર રીતે, કેમ કે ડર શું એ તેમણે કદી જાણ્યુ જ નહોતું–જઈ બેસશે એમ પણ લાગે છે, પણ એમનો પોતાની તરફનો સ્નેહ તો જેવો ને તેવો જ કાયમ હતો એ તેમણે આર્દ્ર હૃદયે ફરીફરી યાદ કર્યું.

શાળાપત્રનાં લખાણો માટે પણ—એની હમણાં સુધી પોતાને તો ક્યાં ખબરે હતી ?—કવિ તેમ જ એમના મિત્રોને કેટલું માન હતું ને સૌ કોઈ કેટલી મગરૂરી લેતા હતા. કોઈને ' આર્ય ' શબ્દ, બિલ્હણ, અથવા ગુજરાતીથી શસ્ત્રવૈદ્ય થવાય કે નહિ એ વિશેનાં લખાણ વધારે ગમ્યાં હતાં; કોઈને ફાર્સી–ઉર્દૂમાંની માહિતી પોતે અંગ્રેજી દ્વારા દીને ઇલાહી તથા ગુજરાતી બળદ વિશે તારવી હતી એ કીમતી લાગી હતી; તો બીજાને વળી બીજું જ કૈં ને કૈં સરસ લાગેલું; જેમ કે નગીનદાસને પ્લેટોના 'રીપબ્લિક'વાળો લેખ 'માયાવી ગુફા'; રાણીના તથા સૂરત જિલ્લાવાળા જ યુવાન તેજસ્વી ને ચકોર સરકારી અમલદાર ભીમભાઈ કિરપારામને, "પરમેશ્વરે કયા ગ્રહ ઉપર રહીને પૃથ્વી અહીં નીચે ફેંકી ?" એવું પૂછનાર ચર્ચાપત્રી મૂળશંકર રામેશ્વરને પોતે તંત્રીપદેથી આપેલો ખણખણતો રોકડબંધ જવાબ કે એવા સવાલ તો તમ જેવા અજ્ઞાન ને અભિમાની અર્ધદગ્ધો જ પૂછે. એ બેઉ મુંબાઇગરાને 'જનાવરને સંસ્કૃત કર્યું' એ લેખમાં દલપતરામની એમને બરાબરનો ચાટકો લગાડતી જે મજાક પોતે ઉડાવી છે તે ગમે જ, પણ અમદાવાદથી આવેલા રણછોડભાઈ ને મનઃસુખરામ જેવા દલપતભક્તોને પણ એ વિષયની લખાવટ સાચી ને નિર્દોષ લાગી એ વધારે સંતોષ આપે તેવી બિના હતી. રાણીનાએ ગુજરાત–કાઠિયાવાડની વાર્તાઓના પેલા પારસી સંગ્રાહકની ' શાળાપત્રે ' કરેલી કદરશનાસીની ખાસ તારીફ કરી એ પણ ખરા દિલની ને સ્વાભાવિક પણ હતી.

છેલ્લે દિવસે વીસેકના વયનો ઉમરેઠનો એક ખડાયતા વણિક

પણ કવિના દરબારમાં આવીને બેઠેલો. નામ ગોકુળદાસ કહાનદાસ પારેખ. હમણાં સુધી શિક્ષકના ધંધામાં છેક કચ્છ સુધી નામના કરી આવ્યો ને હવે એલએલ. બી. થયો હોઈ, કહે છે કે, મોટો વકીલ થશે. એક કેસ લડવા ઠેઠ જંગબાર જનાર છે. એનું નામ તે ગુજરાતી ભાયડો! તેણે 'શાળાપત્ર'માંનો ગયા વર્ષવાળો લેખ 'ખરો દેશાભિમાન' તેમ જ દેશી કારીગરીને ઉત્તેજન આપવા વિશેનાં લખાણો ખૂબ પસંદ કર્યાં. કવિની હાજરીમાં જ તેણે કહ્યું–ને કવિએ ખુલ્લા દિલે કબૂલ રાખ્યું–કે દેશાભિમાન વિશેના કવિના નિબન્ધમાં જો માહિતી ને ઉદ્‌બોધન વધારે છે તો આ લેખમાં ઊંચા પ્રકારની તત્ત્વચર્ચા છે; અને કારીગરી માટેની ઉદ્યોગવર્ધક સભાઓ વગેરેની જે સવિસ્તર યોજના 'શાળાપત્ર'માં રજૂ થઈ છે તેનાથી તો ગોકુળદાસ અત્યંત ખુશ થયા દેખાયા.

૫

જુન મહિને અમદાવાદ આવીને, કૉલેજના કામની ઘટમાળ ઝાઝી ચાલુ થયા પહેલાં નવલરામે ભોળાનાથની ઇચ્છાને માન આપી જે એક અગત્યની ફરજ બજાવી તે, પોતે ગયાં પાંચ વર્ષ જેની પ્રત્યે વિવેકબુદ્ધિપૂર્વક સમભાવ દાખવેલો તે પ્રાર્થનાસમાજમાં કર્યું તે પ્રવચન. આત્મા જ આત્માનો ગુરુ છે, ધર્મવિષયમાં શાસ્ત્રગ્રંથો કરતાં ય વધારે મહત્ત્વ વિવેકબુદ્ધિને આપવું ઘટે ઇત્યાદિ સદ્‌બોધ આપવાનો યત્ન તેમાં હતો.

ત્યાર પછી થોડે અઠવાડિયે જુદીજુદી બેત્રણ દિશામાંથી પહેલાં ખાનગી રાહે ખબર આવ્યા કે થોડા વખતમાં અમદાવાદથી પોતાની બદલી થશે; અને ડિસેમ્બરમાં તો એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર બ્યુહ્‌લરસાહેબનો રીતસરનો ઑર્ડર પણ આવ્યો કે તમારે રાજકોટની ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ તરીકે તુર્તમાં જ જવાનું છે, માસિક રૂ. ૧૪૦)ના દરમાયાથી.

# પ્રકરણ તેરમું

પોતે રાજકોટમાં કેટલેક દહાડે નવાજૂના થયા એટલે નવલરામે, વચ્ચે વિસારે પાડેલી, પોતાની નોંધબૂક યાદ કરી. ૧૮૭૭ના પ્રારંભદિનોમાં એક રાત્રે તેમાં લખ્યું:

"બે અઠવાડિયાં અહીં આવ્યે થઈ ગયાં પણ ગોઠતું નથી. જીવનમાં જાણે મન્દતા ને ઉદાસી આવી ગયાં છે. આવું ને આવું લાંબો વખત નહિ રહે એવો વિશ્વાસ છે. ધીમેધીમે જીવન, મન, કુટુંબીઓ સૌ થાળે પડશે. પણ હમણાં તો, આજે જ જગન્નાથભાઈને જામનગર લખ્યું તેમ," એક પત્ર કાઢી—મૂળની એ નકલ—વાંચવા માંડે છે:

"ડાહ્યો દીકરો દેશાવર ભોગવે એ ન્યાયે ડાકતર બ્યુલરે મ્હારી કદર બુઝીને મને તમારા કાઠિયાવાડમાં કહાડ્યો છે અને અહિયાં હું "very dull life" ગાળું છું; હું જાણું છું કે રાજકોટને "dull" હું કહું તો મ્હારી સાથે તમે એકમત નહી થાવ, પણ અહિયાં કંઈ જાહેરમંડળી કે સભા કે એમાંનું કાંઈ જ નથી, અને જો થોડાક મિત્રોને મળવાહળવાનું ન હત તો એક દિવસ પણ ગાળવો કઠણ થાત."

નોટબૂકમાં આગળ લખે છે:

"ગોઠે કે નહિ, ને ઉપરીઅધિકારી વગેરે તો નિમિત્ત જ છે, પણ મારાં અન્નજળ રાજકોટનાં માંડ્યાં હશે તે ક્યાં જાય. હજી નવુંનવું છે તેથી અણગમો વધારે. વળી, અહીંનાં માણસો વિશે તો ક્યાં નહોતો જાણતો? આ વરસમાં જ છપાશે એ 'નવલગરબાવળી'માં મેં કાઠિયાવાડીઓ વિશે લખ્યું જ છેને કે—

સુદૃઢ, તીખા, શોખી, શાણા, મતલબી, ખટપટવાળા રે
મીઠા તો મધથી પણ અદકા લોક આણી કોર ભાળ્યા
રમીએ ગુજરાતે.

"મને તો ઠીક પણ આ મણિને અને મોટી થશે તેમ કમળાને અહીંનાં બિચારાં અભણ ને છેક લજ્જાળુ, બીકણ ને ઘૂમટામાં જ જાણે જિંદગી ગાળતાં બૈરાં વચ્ચે શી રીતે ફાવવાનું ? સારું છે કે અહીં કોઈ કોઈ કુટુંબ તો સૂરત અમદાવાદ કે ચરોતર ભણીનાં છે: બાકી તો કોણ જાણે કેવાં ય અટૂલાં એ બંને પડી જાત."

૨

કેટલાક માસ પછી, નવલરામની જેમ તળ–ગુજરાતમાંથી રાજકોટ આવેલા ઉત્તમરામ મહેતાજી તથા નવનિધરાય સૂરતી તેમ જ એમનાં કુટુંબીઓ, તેમ જ, સહકુટુમ્બ નવલરામ : આ સૌનો પરિચય થયો. એ વધ્યો તેમતેમ એમને સર્વને પરદેશ જેવા લાગતા એ સ્થળે બને તેટલું વારંવાર એ લોકો જેમ એકમેકને ઘેર જઈ હળતાં મળતાં તેમ ફરવા પણ કોઈ વાર સાથે જતાં—એકાંતમાં આવેલા ભીડભંજનને મન્દિરે કે આજી નદી વચ્ચેના રામનાથ મહાદેવને મનોહર સ્થાનકે; ત્યાં જતાં, ને કલાકો સુધી વાતચીત કરતાં કરતાં, પોતપોતાના ગામનાં સ્મરણો કે પ્રસંગો તાજા કરતાં અને આ બાજુના લોકોનાં વૈચિત્ર્યોને સદ્ભાવે હસતાં; સાથેસાથે, ફરવાને સ્થળે પોતાની સાથે આણેલાં મગજ–ગળપાપડી કે દાળશીંગને પણ ઇનસાફ અપાતો જતો.

સ્ત્રીઓ એ વખતે, પોતે દરબારગઢમાં સાંભળી આવી હોય તે કથાપુરાણોની વાતોનું રસેરસે પુનરાવર્તન કરે; અથવા પોતે સૌ છૂટથી ગરબા ગાતી ને આનન્દકલ્લોલ કરતી એ જોઈ પડોશણ કે બીજી કાઠિયાવાડણોએ મચકોડેલાં મોં યાદ કરીકરી એવીઓ પર ચીઢાય કે એની દયા ખાય; અથવા—અને આમાં બાળકો ય સામેલ ખરાં—સ્થાનિક કે કોઈ ભાવનગરીની વાતચીતમાંના 'ઈ' 'ઓમ'

'ઓલ્યુ' 'પડએ' કે 'હાલો' જેવા શબ્દો પોતાની વાતોમાં વણી લઈને ગમ્મત કરે.

મન્દિરમાં એ સૌ એમ કલાકોને ટૂંકા કરતા ત્યારે નવલરામ અને મિત્રો પછીતે કે ચોકમાં પાઘડી–બેસ ઉતારીને બેસતા અને નવા ઘડાતા કાઠિયાવાડની નાડ તપાસતા.

વતને સૂરતી હતા તે પ્રાણલાલ મથુરદાસ અહીં રાજકોટ તેમ જ જૂનાગઢ આવીને પહેલવહેલી નિશાળો સ્થાપી ગયા તેને તો બે દસકા પણ વીતી ગયા. પછી તુર્ત છપ્પનની સાલમાં ગોપાળજી સૂરભાઇ– સૂરત જિલ્લાના જ પૂણી ગામના–અહીં હોપસાહેબે કરેલી નિમણૂકથી આવેલા. તે ત્યાર પહેલાં ય જૂનાગઢમાં ને ધોરાજીમાં હતા પણ આગળ જતાં તો કર્ટિસસાહેબે એમની બાહોશી જોઈ આગ્રહપૂર્વક એમને કાઠિયાવાડના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર બનાવ્યા હતા. ગોપાળજીભાઈના શ્રમ તથા મિલનસાર સ્વભાવને બળે આ આખા પ્રાન્તમાં નવી મોટી ગુજરાતી ને અંગ્રેજી નિશાળો સંખ્યાબંધ ને ઝડપથી સ્થપાઈ છે.

નવલરામ એ પ્રસંગોએ પોતાના મિત્રોને કાઠિયાવાડમાં નીકળતાં માસિક ચોપાનિયાં–જૂનાગઢમાં બારેક વર્ષ પર નીકળેલું તે **સૌરાષ્ટ્રદર્પણ** અને અહીં રાજકોટમાં સાતઆઠ વર્ષથી ચાલે છે તે **વિજ્ઞાનવિલાસ**–ગુજરાતી ભાષાની સ્થિતિના પ્રમાણમાં કેવાં સારાં છે તે પણ વર્ણવી બતાવતા. એ બંને પત્રો પહેલા જ ને બહાદુર કાઠિયાવાડી સુધારક, જૂનાગઢવાળા વિદ્વાન મણિશંકર જટાશંકર કીકાણીના જ વિદ્યાપ્રેમ ને પરિશ્રમનાં રૂડાં ફળ; આ બાજુના એ આદિસુધારકે તો ભાવનગરના પોતાના સત્તાભિમાની નાગર નાતીલાઓ સામે પડીને પણ પરદેશગમનની બાબતમાં આપણા મહીપતરામભાઈનો પક્ષ લેવામાં ભોળાનાથભાઈને ખુલ્લી રીતે પણ ધીટપણે સાથ આપ્યો હતો.

**સૌરાષ્ટ્રદર્પણ** તો મણિશંકરજીએ જ ત્યાં જૂનાગઢમાં સ્થાપેલી જ્ઞાનગ્રાહક સભા તરફથી ચાલે છે. તેઓ પોતે પણ હમણાં ત્રણેક

વરસ પર એજન્સીની ને બીજી લાંબી નોકરીમાંથી રિટાયર થઈ હવે બધો સમય ધર્મચિન્તન તથા વિદ્યાસેવામાં ગાળે છે એવું જાણવામાં આવ્યું છે.

એ જ **સૌરાષ્ટ્ર**દર્પણમાં પોતે સૂરત હતા ત્યારે-જાણમાં, '૬૮ના મે માસના અંકમાં, એટલે વર્ષ નવેક થયાં-મિ. કર્ટિસના એક ભાષણના ગુજરાતી સારમાં વાંચેલું કે જૂનાગઢના જ એક ભટ ભગવાનલાલ ઈન્દ્રજી નામે ઉત્સાહી પ્રશ્નોરા જુવાને ગિરનાર પરના વિકટ ભાગોમાં મુસલમાન ભોમિયાની મદદથી જઈ ઘણા પ્રાચીન શિલાલેખો શોધવા-કરવાની, આપણા દેશના ઇતિહાસને-સંભવે છે કે-મસમોટી અગત્યની નીવડશે તે, પ્રવૃત્તિ આદરી હતી.

અહીંના રાજપુરુષો પણ સાધારણ ન સમજવા. ભાવનગર-વાળા ગગાભાઈસાહેબની તો આખા કાઠિયાવાડમાં જાણે હાક વાગે છે અને જૂનાગઢવાળા વેદાન્તપ્રિય ગોકુળજી ઝાલા પણ સમર્થ મુત્સદ્દી ગણાય છે—સાહેબ લોકોથી ય અંજાય નહિ તેવા. કૅપ્ટન રિગ્બી ૧૮૬૬માં ગિરના ગામ માણકવાડામાં વડોદરા ને જૂનાગઢ-નાં રાજ્યોની સીમાડાની તકરારને અંગે આવ્યો ત્યારે તેણે, એ જ કામે તેને મળવા ગએલા ઝાલાજીની મુલાકાત વેળા કરેલી ઉપેક્ષા તથા અવિવેકને પરિણામે કર્નલ કીટિંજે તેની પાસે ઝાલાજીની માફી મગાવ્યાનો પ્રસંગ આ બાજુ રાજકીય મંડળોમાં ઘણો જાણીતો છે.

એ બંને મોટા દેશી કારભારીઓ, બીજા કેટલાક રાજપુરુષો તથા મણિશંકર કીકાણી અગિયાર-બાર વરસ પર (પાંસઠની સાલમાં હોય કે પછી છાસઠમાં) અહીં એક સંમેલનને રૂપે મળેલા એમ જાણ્યું છે. એ મેળાવડો મૂળ તો રાજકાજ માટે થએલો પણ એ સમયે એવી કેટલીક ચર્ચા પણ એ સૌએ કરેલી કહેવાય છે કે નવી અંગ્રેજી વિદ્યાથી કેટલુંક અનિષ્ટ પણ થયું છે, માટે પ્રજાને પોતાના ધર્મ અને સંસ્કાર ભણી પાછી વાળવા હવે સત્વર કૈંક થવું જોઇએ.

એ વિચારોને અનુસરી, એવું પરિશુદ્ધ જ્ઞાન, ધર્મના તથા

ઇતિહાસના ગ્રન્થો દ્વારા, તેમ જ, મુખ્યત્વે તાલુકદારો ને ગરાસિયાના પણ સાથે સાથે સામાન્ય પ્રજાના ય ઉત્કર્ષ માટે નીકળતા, હમણાં આપણે વાત કરી એ, સૌરાષ્ટ્રદર્પણ દ્વારા—એના તંત્રી એક યુવાન વિદ્વાન વલ્લભજી હરિદત્ત આચાર્ય કરીને છે—પ્રસારવાનું મણિશંકરભાઈએ સ્વીકાર્યું છે. ને એની ઘણી જરૂર છે. આપણા કવિ નર્મદાશંકરના સુધારા વિશેના હવેના વિચારોનો એક પણ એવો જ છે એ આપણામાંથી કેટલાકનું ક્યાં અજાણ્યું છે?

ગોકુળજીભાઈ ને આપણા નડિયાદવાળા હરિદાસભાઈ—દેસાઇ વિહારીદાસજીના પુત્ર, વઢવાણમાં કારભારી છે તે—એ બંને તો આ ઑગસ્ટમાં એક પ્રદર્શન ભરાશે તેના સમારંભમાં અહીં આવવાના પણ સંભળાય છે.

૩

એ પ્રદર્શન નિયોજિત કાર્યક્રમાનુસાર ૧૮૭૭ના ઑગસ્ટની પંદરમીએ ખુલ્લું મુકાયું ત્યારે એ પ્રસંગે રાજકોટમાં તેની આસપાસના તેમ જ કાઠિયાવાડના બીજા ભાગોમાંથી જે ચઢઊતર દરજ્જાના રાજપુરુષો—રજવાડી કે બ્રિટિશ, પ્રવૃત્તિમાન કે નિવૃત્ત થએલા—આવ્યા હતા તેમાં પંચાવન વર્ષના પ્રૌઢ ને સ્થિરચિત્ત, સાત્ત્વિક મનુષ્ય તથા વિદ્વાનના ગુણોએ અલંકૃત મણિશંકર કીકાણી પણ હતા; અને તેમની સાથે ગંભીર ને ગોળ મુખમુદ્રાનો એક સાડત્રીસ—આડત્રીસનો લાગતો ગૌરવર્ણ પુરુષ પણ હતો. મણિશંકરે એની ઓળખાણ નવલરામને "અમારા નવાબસાહેબ તો સોરઠ—સરકાર કહેવાયને? એટલે એમના સરકારી છાપખાનાના આ મૅનેજરસાહેબ છે—વલ્લભજી હરિદત્ત આચાર્ય" એ રીતે કરાવી હતી.

એ સાંભળી – વલ્લભજી (મણિશંકરને): "અહીં તો આપના શિષ્ય તરીકે છું ને નવલરામભાઈનો પણ સ્નેહ પામવા આવ્યો છું."

મણિશંકર (નવલરામને): "લ્યો, એને વળી માઠું લાગ્યું

કે પોતાને **સૌરાષ્ટ્રદર્પણ**ના તંત્રી તરીકે મેં કાં ન ઓળખાવ્યા;" (વલ્લભજીને) "અને **પ્રબોધચન્દ્રોદય**ના ભાષાન્તરકાર તરીકે પણ, કેમ ?"

નવલરામ : "ઓહો, એ એમનું જ કે ? સરસ આવતું. કેવો મજેનો સારબોધ છે એમાં ?"

મણિશંકર : "પણ તમારા સૂરતી સુધારકોને તો નકામો ને ?"

નવલરામ (સમર્મ સ્વરે) : "બધા સૂરતી સુધારકોને નહિ. વળી હું તો વચ્ચે અમદાવાદી બનતો આવ્યો છું ને હવે કાઠિયાવાડી પણ કદાચ આપ સૌની કૃપાથી થઈ જઈશ." સ્મિત કરે છે.

મણિશંકર (ખુશ થઈ, હસતા) : "જરૂર. એ કામ અમારું. તમને માઠું ન લાગ્યું એ જોઈ આનન્દ થાય છે. બાકી કટાક્ષ કોની પર એ તો સમજ્યા જ છો."

નવલરામ : "એમાં ના કેમ કહેવાય ? જો કે નર્મદાશંકર પોતે તો હવે બદલાયા છે ને સૌ વહેલેમોડે એ વાત જાણશે. બાકી બીજાઓ માટે આપે કહ્યું તેવું છે ખરું. વચ્ચે તો વાત છાપે પણ ચઢી ચૂકી હતી તેમ, જે સંસારસુધારાના મનોરથ પવિત્ર હતા તે દારૂડિયો પણ કહેવાઈ ગયો."

વલ્લભજી : "કહેવાઈ જ નહિ, બની પણ ગયો."

નવલરામ : "ખરેખર, બનેલો જ. ને 'ડાંડિયા'એ સ્પષ્ટ સૂચનો સાથે છાપી પણ દીધેલું તેમ, એને એવો બનાવનાર, બીજા કોઈ નહિ ને, વાણિયાતુણિયાની સાથે, અમદાવાદના જ વડનગરા નાગરોમાંથી નીકળેલા."

વીસનગરાનો એ ઘા ઝીલતાં પેલા બંનેએ આંખો મેળવીને અરસપરસ સ્મિત કર્યું. પછી તુર્ત–મણિશંકર : "માટે જ હવે બધા નાગરો તેમ જ બીજાઓએ વેહેલાસર જાગ્રત થવું જોઈએને ?"

નવલરામ : "સાચું છે, આપે તો છેક તેરચૌદની વયથી લગ્નાદિ પ્રસંગની કુરૂઢિઓ સામે ટીકા જ નહિ–વર્તન પણ કર્યાનું સાંભળ્યું છે."

વલ્લભજી : " ને એ સાચું જ છે. મણિશંકરભાઈએ, એ વખતે, નવાં પરણેલાં વરવહુ સૂતાં હોય ત્યાં જઈ તેમને હોળીના દિવસોમાં ભીંજવવા જવાની તિરસ્કારને પાત્ર રૂઢિ સામે એટલી નાની વયે પણ ઉપદેશ કર્યો હતો; ને પોતાનાં લગન વખતે તો જ્યારે ચાચરિયાં ચઢીને વેવાઈ આવે ત્યારે તેની મશ્કરી થાય છે તે પ્રસંગે તો એવી ગાંડી બૈરક ક્રિયા થાય તે પહેલાં તો એ ઠેકાણેથી જ ભાગેલા. "

ત્રણે ખૂબ હસે છે. પછી—નવલરામ (આશ્ચર્યભાવે) : "ને તે પણ ક્યારે? આજથી ત્રીશબત્રીશ વરસ પર–હજી અમારા દુર્ગારામ મહેતાજીની પણ પ્રવૃત્તિ થવા માંડ્યા પહેલાં."

૪

મહેતાજીનું નામ આવતાં તેમને વિશે મણિશંકરે કેટલીક માહિતી નવલરામને પૂછી. તેમાં પહેલું તો એ કે કોઈક યુરોપિયને ગુજરાતના એ આદિસુધારકને હિંદુ લ્યૂથર કહેલા એનું સાંભળ્યું છે એ સાચી વાત? ને એ અંગ્રેજીના પણ અજાણ મહેતાજીમાં એટલા મોટા ગુણ કે એવું કૈં પણ હશે ખરું?

પ્રશ્નોના ઉત્તર આપતાં નવલરામે કહ્યું કે સ્કૂલ–સુપરિન્ટેન્ડન્ટ હતા તે ગ્રીનસાહેબે મહીપતરામભાઈને મોંએ એક વાર દુર્ગારામ હિંદુ લ્યુથર જેવા કહેવાય એવું કૈંક કહેલું ખરું; પણ મહીપતરામભાઈનો પોતાનો તો એ વિષયમાં એવો અભિપ્રાય છે કે જો મહેતાજીએ જ્ઞાતિભેદ જાતે તોડી બતાવ્યો હોત, તેમ જ તેઓ વિચારથી વિધવાપુનર્વિવાહના હિમાયતી હોવા છતાં પ્રસંગ આવ્યો ત્યારે વિધવાને પરણ્યા નહિ એવું પણ ન કર્યું હોત, તો આપણા પ્રમાણમાં આપણે તેમને ગુજરાતમાં લ્યૂથરની યાદ આપે તેવા કહી શકત ખરા.

મણિશંકર અભિપ્રાય તરીકે એ અભિપ્રાય સાથે સંમત થયા; પોતે વિધવાવિવાહને નાપસંદ કરે છે, એ મહાપ્રશ્નનો ખરો

ઉકેલ તો બાળલગ્ન નાબૂદ કરવાં તે છે, એમ સ્પષ્ટ કર્યું; અને મહેતાજીની જાદુકપટ સામેની ઝુંબેશ વખાણી કેમ કે પોતે સ્વાનુભવથી ને કિશોરવયથી જ માનતા થએલા કે મંત્રશાસ્ત્રમાં કૈં નથી. છેવટ, શાસ્ત્રીઓનો સત્સંગ કરનાર દુર્ગારામ મહેતાજીની વેદાન્ત-પ્રેમની પ્રશંસા પણ એ સુધીર કેવલાદ્વૈતવાદીએ કરી.

સારાસારવિવેકી ને સન્નિષ્ઠ એ પ્રશસ્તિ થયા પછી વાતાવરણ થોડી વાર ગાઢ ગાંભીર્યવાળું બની ગયું. ત્યાર પછી, વલ્લભજી: "એ તો નવલરામભાઈએ ગયા ઑક્ટોબરના અંકમાં ખરું જ કહ્યું છે કે મહેતાજી જતાં સુધારાનો એક થંભ પડ્યો છે."

મણિશંકર (સસ્મિત): "અરે હા જુઓ, એ તો હું કહેતાં ભૂલી ગયો કે તમારા **શાળાપત્ર**ના આ અમારા મુખપાઠી છે–હવે છાપખાનાં થતાં ધનપાઠી ને જટાપાઠીની તો જરૂર રહી નહિને, એટલે આ એક નવો પ્રકાર નીકળ્યો છે."

વલ્લભજી મરકતે મુખે શરમાઈ જાય છે. મણિશંકર ને નવલરામ બંને ખુલ્લા દિલે હસે છે. પળેક પછી–

નવલરામ (આછા કટાક્ષથી, સહેજ સંભ્રમમાં પણ): "ત્યારે આપને પોતાને **શાળાપત્ર** બહુ પ્રિય નહિ ?"

મણિશંકર (દુભાયાનો દેખાવ કરી): "એ તો પૂછોને તમારા પ્રશંસકને જ."

વલ્લભજી: "પ્રિય નહિ એમ કાંઈ હોય ? આ તો દરેક અંક આવે તેવો જ પહેલાં હું લઈ જાઉં, પોતે મને લઈ જવા દે ને વળતે દિવસે મળીએ ત્યારે એમાંના જ વિષયોની ચર્ચા હોય."

મણિશંકર: "સમજ્યા સાહેબ ? એટલે હું એમાંથી એમની જેમ વાક્યો મોંએ નથી કરતો એટલી જ ખામી. બાકી તો તમે નાના સરખા પત્ર દ્વારા જે સરસ દેશસેવા ને વિદ્યાસેવા કરો છો એ જોઈ અમે પ્રસન્ન છીએ. તમારી દેશી ઉદ્યોગવર્ધક સભાની વિસ્તૃત ને દીર્ઘદર્શી યોજના અમારી અજાણી નથી; હવે તો અમારા ભગવાનલાલને પણ મુંબાઈ-

માં શિલાલેખોના કામમાં ઘણી મદદ કરે છે અને એમની શોધોનું અંગ્રેજી કરવા લાગે છે તે બ્યુહ્લરસાહેબે છેક થરાદ જેવે ખૂણાને ઠેકાણેથી સંપડાવેલું જે જૂનું વીરરસ કાવ્ય 'કાન્હડદે પ્રબંધ' તમે છાપો છો તે પણ રસપૂર્વક વાંચીએ છીએ; અને આ વરસે આપણાં મહારાણીજી એમ્પ્રેસ ઑફ ઇંડિયા થયાં એ પ્રસંગના લેખમાં તમે એ મહાપ્રસંગને ઈંગ્લાંડની કીર્તિ શિરોબિન્દુએ પહોંચ્યાનો ગણો છો, હિંદુસ્થાનનો સાચો ઉત્કર્ષ શરૂ થયાનો માનો છો, એ દેશનો સૂર્ય આ દેશમાં મધ્યાન્હના પ્રતાપથી પ્રકાશતો વર્ણવો છો—એ બધુંય અમને માન્ય છે, આનન્દ આપે તેવું પણ છે." બોલતાં બોલતાં બેસ સરખો કરી ઊઠવાની તૈયારી કરે છે.

નવલરામ: "આપનું બોલવું મારી નહિ, આપની લાયકી સૂચવે છે."

વલ્લભજી: "અને એ જ વિષય 'પાદશાહી મેળાવડા'માંની એમની કવિતા પણ કેવી સરસ છે—

નોંધી નોંધી તવારીખમાં રાખ તું,
નવલ તારીખ આ નેહ ધારી;

અંગ્રેજોને પણ, એ લોકે સૂરતમાં સોળસેંની સાલમાં માંડેલાં પગલાં માટે વચ્ચે કહી લીધું છે કે "સુરત વેપારીએ ખૂબ જોયું."

નવલરામ: "લાગે છે પણ એમ જ બનેલું ને?"

મણિશંકર: "ચોક્કસ. લાભ ચોઘડિયે જ સૂરત ઊતર્યા હશે! નશીબના બળિયા, ભારે બળિયા." વલ્લભજીને "પછી તો—શું?"

વલ્લભજી: "'તૂટ્યું મુગલાઈનું તખ્ત કોહ્યું'; કંપનીએ 'જગતમાં જંપ ને દુર્જનમાં કંપ' ભારે સિફતથી કરાવ્યો; એમ એને રાજ્ય મળી રહેવા આવ્યું ત્યાં થયો બળવો, એટલે પછી રાણીજીએ એકચક્ર ચતુરાઈથી ચલવી 'ચોગમ સુગમ પાદશાહી જ સીધી'."

મણિશંકર (નવલરામ ભણી જોઈ): "વાહવા. ને છેવટ?"

નવલરામ: "છેવટ એ કે દેશને શાન્તિ તથા આપણને સુખ

ચેન આપનાર, સારી આવકો કરાવી આપનાર, એવું 'આ જ કૃતકૃત્ય અંગ્રેજનું રાજ છે.' "

મણિશંકર ( ઊભા થતા, સસ્મિત ): " સાવ સાચી વાત. એ શાન્તિ છે તો જ આ આપણે ભર્યું તેવાં પ્રદર્શન દેશહિત કાજે ભરાય છે ને ? અને આપણે પણ ધર્મરક્ષણ કરતા દેશસુધારો કરીને કૃતાર્થ થઈ શકીએ છીએ ને ?" સૌ બારણા ભણી આગળ વધતા હોય છે, ત્યાં વલ્લભજીને, " કહો ત્યારે, મારે જ–!"

વલ્લભજી: " મારે–"

જય વિન્તદેવી ઈંગલેશ્વરી કેસરે,
હિન્દ પરિપૂર્ણ બિંબે બિરાજે."

મણિશંકર (ઉમળકાથી): " પરિપૂર્ણ બિમ્બે, પરિપૂર્ણ ! જેમ હિંદ તેમ આર્યધર્મ પણ ... ચાલો, ત્યારે જઈશું હવે. આપે તો ઘણો આનન્દ કરાવ્યો."

વલ્લભજી: " ઘણો જ, ને ચિરસ્મરણીય."

નવલરામ: " એમાં મારું શું છે ? બધી જ પરમાત્માની કૃપા."

એટલે પહોંચી, નમસ્કારવિધિ પછી, આવેલા બંને સજ્જનો જાય છે; નવલરામ ઊંડો આત્મસંતોષ અનુભવતા, ધીરે ડગલે ખંડમાં પાછા વળે છે.

## પ્રકરણ ચૌદમું

૧

પિતૃપક્ષે તૈલંગી બ્રાહ્મણ પણ મોસાળે જૂનાગઢી, બત્રીશની વયના, બાળપણથી અન્ધ છતાં શીઘ્ર કવિ અને શતાવધાની ( આ બિરૂદો તેમને મળેલાં તો અઢારની જ વયે—વારાણસીના પંડિતો તરફથી ) પંડિત ગટ્ટુલાલજીની મુલાકાતે જવાનો પ્રસંગ નવલરામને ૧૮૭૭ના ડિસેંબરમાં પોતે રાજકોટથી અમદાવાદ બીજે કામે ગયા હતા ત્યારે પ્રાપ્ત થયો હતો. જેણે પાંચમે વર્ષે આર્યા નિરવદ્ય કંઠે ગાઈ બતાવેલી, સાતમે અમરકોશ જિહ્વાગ્રે કરેલો, દસ સુધીમાં ઘણું સંસ્કૃત શીખી અગિયારમે ને તેરમે વર્ષે તો ૫૨ શ્લોકનું યમુના-લહરી કાવ્ય તથા રૂક્મિણીચંપૂ રચેલ, ને એટલું અપૂરતું હોય તેમ, ઓગણીશના થયા ત્યારે શુદ્ધાદ્વૈત-વિષયક ગ્રન્થ 'વેદાન્તચિન્તામણિ' ગૂંથ્યો હતો તે દેશવિખ્યાત પંડિતવર્યનાં દર્શન કરવાની તેમજ એમની શીઘ્રકવિત્વની શક્તિનો પ્રત્યક્ષ પરચો પામવાની તક નવલરામ જેવા વિદ્યાવ્યાસંગી તેમ જ અકબર-બિરબલના ભાવિ તરંગકાર ચાલી જવા દઈ ન જ શકે; એટલે તે, એવામાં પંડિતજી અમદાવાદમાં છે અને આગલે દિવસે જાહેર સભામાં શીઘ્રકવિતા બનાવી તેમણે સૌને વિસ્મિત કર્યા હતા એ જાણી, પોતે અમદાવાદ પહોંચ્યા એ જ દિવસની રાત્રે, રણછોડજીના મન્દિરમાં તેમને મળવા ગયા હતા. એ વખતે તેમની સાથે બીજા બે ગૃહસ્થો ઉપરાંત, સત્તાવનની પાકટ વયના તો ખરા જ, પણ તે સાથે ગુજરાત પ્રાંત ખાતે સર્વોપરિ જનપ્રિય કવિ તરીકે સ્વીકારાવા માંડેલા દલપતરામ હતા તેમ જ એ વેળા છવીસ વર્ષની જ વયના હોવા છતાં મેઘદૂતના ભાષાન્તર તથા

દેવળદેવી નાટકથી સાક્ષરમંડળમાં પ્રસિદ્ધ થયા હતા તે ભીમરાવ ભોળાનાથ પણ હતા.

એ વૃદ્ધ કવીશ્વર, પ્રૌઢ ગ્રન્થપરીક્ષક નવલરામ તથા રસિક ને સ્વરૂપવાન યુવાન કવિ ભીમરાવને ગટ્ટુલાલજીનો મેળાપ થયો તે વેળા કવીશ્વરે તો પોતે પણ શીઘ્રકવિ, તેથી એમના પ્રત્યે મુગ્ધભાવ જ અનુભવ્યો અને અભિનવ સંસ્કારોમાં ઊછરેલા યુવાન કવિને કોઈના પણ કવિત્વનો મેળ શીઘ્રત્વ સાથે બેસાડવો બહુ મુશ્કેલ લાગતાં, તેણે શંકાભાવ અનુભવ્યો; પણ ગ્રન્થપરીક્ષક તો આવેલા જ પંડિતજીની જ્વલન્ત કીર્તિનો જાત-પરિચય પામવા એટલે તેમને માટે મુગ્ધતા કે શંકા અનુભવવી શક્ય નહોતી. તેમણે તો અરસપરસ ઓળખાણ-ના વિધિ તથા થોડી પ્રાથમિક વાતચીત બાદ તુર્ત મુદ્દાનું કામ ઉપાડ્યું ને પાર પાડ્યું.

નવલરામે એ પ્રસંગે એ અનેકાવધાની પ્રતિભાસંપન્ન પુરુષને એક પછી એક ત્રણ વિષયો શીઘ્રકવિતાની રચનાર્થે આપી, પ્રત્યેક પર કવિતા રચવા વીનવ્યા હતા. એમાંના પહેલા કાવ્યપ્રયોગમાં વિજ્ઞાપક શ્લોકનાં ત્રણ જુદાંજુદાં ચરણ આપી, આખા ય શ્લોકમાં શૃંગારરસ આણવો એમ સૂચવ્યું હતું; બીજા પ્રયોગ માટે વિષય આગગાડી તથા કલમ, છન્દ માલિની અને રસ વીર આપેલ; અને ગુજ-રાતીમાં કરવાની ત્રીજી રચના માટે ત્યાં જ થયા કરતો ભાવિક વૈષ્ણવ ભક્તોનો અપરંપાર કોલાહલ જ વિષય તરીકે તથા છંદ ગીતિ એવી માગણી કરી હતી[1].

સાંભળનાર સાંભળેસાંભળે ને અચંબો પામે તેવી ત્વરાથી ગટ્ટુલાલજીએ-ને પૂરી નમ્રતાથી, અખંડ સૌજન્યથી, વિનાઆડંબર— ત્રણે કાવ્યત્વયુક્ત પ્રયોગો સફળતાથી સિદ્ધ કરી આપી, પોતાના

૧. એ પ્રસંગના શ્લોકાદિ સહિતના રસિક વર્ણન માટે જોવું 'ગુજરાત-શાળાપત્ર'નું પુ. ૧૭મું, ૧૮૭૮ના ફેબ્રુ.નો અંક.

પૃચ્છક, તેના બંને મિત્રો, નિજ શિષ્યો તથા મોટા શ્રોતામંડળને છક કર્યાં હતાં.

એ સ્મરણીય પ્રસંગ પછી નવલરામને જેમ પં. ગટ્ટુલાલની ખ્યાતિ સાચી હોવાની પ્રતીતિ થઈ, તેમ શીઘ્રકવિતા વિશે ત્યાં સુધી પોતાના મનમાં અવઢવ હતો તેને બદલે હવે લાગવા માંડ્યું કે કાળાંતરે પણ ખરા શીઘ્રકવિ થાય છે અવશ્ય.

૨

ત્યાર પછી એક વર્ષ વીતી ગયું. ૧૮૭૮ના આખરદિનો આવ્યા. એ સમયે પોતે રાજકોટ આવી વસ્યાને બે વર્ષ પૂરાં થતાં હતાં એટલે આરંભના સમયને મુકાબલે, સ્થિરતા અનુભવાતી હતી; નવાં કામોના વિચાર મનમાં રમતા હતા. એ પોતે અમલમાં મૂકે ત્યાર પહેલાં તેની કાચી વિચારણા નોટબૂકોમાં કરવા પણ ધારણા હતી. પણ તેમાં એ સંબન્ધી કશું લખ્યા પહેલાં, આ પૂરા થતા '૭૮ના વર્ષના આન્તરજીવનનો, વાચન તથા અભ્યાસનો અને સાક્ષર-ઉદ્યોગનો, હુંડો જોઈ લેવો આવશ્યક લાગ્યો.

નવલરામે એ આશયથી એ સાલનાં **શાળા**પત્ર હાથમાં લીધાં. તેમાંનો મે માસનો અંક જે પાને ઊઘડ્યો તે પાને, પોતે બ્યુલર-સાહેબના એક લખાણને આધારે લખેલો લેખ હાથમાં આવ્યો. એ જોતાં જ, એને અંગેનો આખો બનાવ મનમાં તાજો થઈ આવ્યો.

એ સાહેબે આગલે વર્ષે તેમના ઇન્ડિયન એન્ટિકવેરીમાંના લેખનું છૂટું ચોપાનિયું પોતાને મોકલેલું; લેખ રાસમાળા પછીની શોધો પરથી એના વિષયને અંગે નીકળેલી ભૂલોનો, પોતે એ ચોપાનિયું મળતાં તુર્ત જ એમાંના પ્રશ્નો વિશે—ભૂવડનું પાટનગર કલ્યાણ કયું, સોમનાથ પરની સ્વારીને સમયે ગુજરાતનો રાજા કોણ, બીજા ભીમ-દેવનો રાજ્યકાળ, એ સર્વ વિશે—માહિતી આપતો લેખ લખવો જોઈતો હતો; બીજાં રોકાણોને કારણે એ લખતાં વિલંબ થયો; દરમ્યાન સાહેબના યાદપત્રો આવતા; એકમાં ઠપકાનો ધ્વનિ સુદ્ધાં

હતો; વાત પણ ખરી જ ને ? તેમણે જ પોતાને અહીં પ્રિન્સિપાલ કરી થાપ્યા ને હવે પોતે જ એમનું એક અગત્યનું કામ કરતાં વાર લગાડે ? સાહેબથી એ કેમ સહ્યું જાય ? પણ તેમને શી ખબર કે, એવું છતાં, **શાળાપત્ર**ને રૂડું બનાવવા પોતે રાતદિવસ કેટકેટલાં છાપાં, ચોપાનિયાં ને ચોપડીઓ વાંચે છે, કૈં ને કૈં નવો અભ્યાસ પણ કરતા રહે છે. અને થયું પણ એમ જ ને કે ગુજરાતી શબ્દો અંગેની–એને સંસ્કૃત તથા ગ્રીકલેટિન સાથે સરખાવવાની–વિશેષ વિચારણાને અંગે સાહેબ જોડે પત્રવહેવાર કરવો પડશે એમ લાગતાં પહેલાં તો પેલો લેખ લખી કાઢી–એમાં આરંભે ઢીલ બદલ દિલગીરી પણ દેખાડેલી–તેની નકલ પ્રેસની પણ પહેલાં તેમને માર્ચમાં મોકલીને મે–અંકમાં એ છપાવાની ખાતરી આપેલી ને જવાબમાં તેમણે સંતોષ દર્શાવતાં પેલી શબ્દશાસ્ત્રીય પૃચ્છાનો માર્ગ મોકળો થયો હતો.

એ મોટા લોક છે જ એવા ને રહેવાના પણ એવા. અગાઉ છોંતેરની સાલમાં તેમણે એવું જ ચોપાનિયું વલ્લભીના રાજાઓના તામ્રપટ્ટ વિશે મોકલતાં એનો માસિકમાં તુર્ત જ ઉપયોગ કર્યો હતો ને એ અંક બહાર પડતાં થોડે દહાડે અમદાવાદમાં સંભળાવા માંડેલું કે નવલરામભાઈ પ્રિન્સિપાલસાહેબ બનીને રાજકોટ જવાના છે !

## ૩

એ જ વર્ષની ફાઈલ સાક્ષી પૂરતી હતી કે **શાળાપત્ર**માં કેટલાંક વિશિષ્ટ ગ્રન્થાવલોકન છપાયાં હતાં–જો કે બે તો અધૂરાં રહ્યાં: કવિના **નર્મકોશ** વિશે હજી સર્વસામાન્ય ભૂમિકારૂપ લખાણ જ થઈ શક્યું છે ને રણછોડભાઈના ભાષાન્તર 'હરિશ્ચન્દ્ર' નાટકમાં નાગરી લિપિની અગત્ય વિશેની ચર્ચાથી જ અટકવું પડ્યું. એમના **લઘુ-કૌમુદી**–ભાષાન્તરને અવલોકતાં, વિષય વિશે મુખ્યત્વે ને બાકી થોડું ગ્રન્થ વિશે કહેવાયલું. પણ સૌથી સારાં વિવેચન તો ગણપતરામ

મહેતાજીના ભરૂચ જિલ્લાની કેળવણીના પદ્યરૂપ ઇતિહાસનું કે કોઈ અનામી કવિએ રચેલા, નિર્મળ પ્રેમના સુન્દર શૃંગારકાવ્યની નાજુકડી ચોપડી શમ્આરત્નનિરૂપણનું.

શિક્ષણના વિષયોમાં જેમ સિત્તોતેરના વર્ષમાં ફાઉલરના નમૂનેદાર ગ્રન્થ પરથી શિક્ષણ આપવાની શૈલીઓ તથા શિક્ષા કરવાની રીતો માનસશાસ્ત્રીય અને વ્યવહારુ દૃષ્ટિબિન્દુથી નિરૂપી હતી તેમ આ વર્ષે મુંબાઈના 'લોકમિત્ર' પત્રમાંથી બહુ ગોખણના ગેરફાયદાનો ઉતારો કરીને, શિષ્યશિક્ષક એ બંનેના મનના વ્યાપાર ઉકેલવાની દૃષ્ટિએ વાચન શીખવવાની રીત સમજાવીને તથા વાંચનપાઠની પરીક્ષાની સમજ ઉદાહરણો સાથે આપીને, ગુજરાતના ઘડાતા શિક્ષકોને સરળ ને રસદાયક રીતે નવા વિષયોમાં પ્રવેશ કરાવવાનો પ્રયાસ કર્યો હતો.

૧૮૭૮માં કરેલાં કામોનું સરવૈયું એ રીતે જોઈ લેવાનું લગભગ પૂરું થયું એટલે લેખકે આવતાં દોઢ–બે વર્ષ માટે પોતે ચિંતવેલાં કામોની થોડી તપસીલ પણ, એ વિષયો મનમાં વ્યવસ્થિત થવા લાગે ને તાજા રહે માટે, કરી. તેમાં અગ્રસ્થાન 'અકબર–બીરબલ કાવ્યતરંગ'ને આપ્યું કેમ કે રસચાતુર્યના સાહિત્યનું સ્પષ્ટીકરણ કરવાને અર્થે યોજાયલા અને કાલ્પનિક પ્રસંગો, હાજરજવાબી, કાવ્યચાતુરી તથા રસવિચારના સુન્દર મિશ્રણરૂપે રચાવાના એ ગ્રન્થ માટેનાં ટાંચણો તથા હિંદી દુહાઓની રચના તો પોતે રાજકોટ આવ્યા ત્યારની આદરી હતી. બીજી બાબત વધારે મહાકાંક્ષી હતી—ઇંગ્રેજ લોકની સ્વતંત્રતા માટેની ઝંખનાને મૂર્ત કરતી સૈકાઓ પર પથરાયલી એમની શૌર્યગાથાનો ઇતિહાસ. એને માટે અવારનવાર વંચાતું તો હતું પણ લખાશે ક્યારે તે કોણ જાણે. ઉતાવળ કરવા જેવું નથી. આવો ગ્રન્થ–એ પણ છપાશે તો ઉપલાની જેમ શાળાપત્રમાંસ્તો, કકડે કકડે; બીજું કોણ એને આશરો આપવાનું ? —જે વિશાળ વાચન ને ઘીટ વિચારણાથી, સાથે સાથે મોહનશૈલીમાં

પણ લખવાનો, એ સર્વ સુસાધ્ય લાગે ત્યારે જ એના શ્રીગણેશ મંડાય. કદાપિ એ નહિ લખાય તો પણ શું? સટરપટર તો હવે ઘણા ઘણું લખ્યે જાય છે. આપણાથી એમ થોડું જ કરાવાનું?

૪

એ રાત્રે સૂતા પછી, પણ ઊંઘ્યા પહેલાં, નવલરામને પોતે વર્ષ દરમ્યાન કાચેપાકે રૂપે લખી રાખેલા કેટલાક વિચારોનું સ્મરણ પણ થયા વિના રહ્યું નહિ....હિંદુ અને યુરોપી લગ્નપ્રથાઓમાં ભેદ એ કે હિંદુ પત્નીની દૃષ્ટિએ અલૌકિક પ્રેમ કરતાં પણ સતીધર્મનું માહાત્મ્ય વધારે છે; યુરોપી પત્ની લગ્નમાં લૌકિક પ્રીતિ તથા સુખ-સગવડનો વિચાર કરતી હોય છે. કવિની ડાહીગૌરી યુરોપી સંસારમાં સંભવે જ નહિ. ... આ વર્ષે લૉર્ડ લિટને દેશી છાપાં સામેનો કડક કાયદો, ભારે આવકવેરો ને અફઘાન વિગ્રહના અસહ્ય ખર્ચ વડે પ્રજાને ત્રાહ્ય પોકરાવી છે ત્યારે એ બિનાઓને વિશિષ્ટપણે તથા બીજી દેશસ્થિતિને સામાન્યપણે–એમ બંનેને allegorize અને idealize કરીને, રંગ બધો પ્રાચીન જ રાખીને 'ભારતોદ્ધારક શકારિ વિક્રમાદિત્ય વીરકાવ્ય' લખવાની આકર્ષક કલ્પના આવેલી ને એમાં વીગતો પૂરી કેટલીક રીતસર યોજના પણ કાવ્ય માટે કરેલી. ચૈત્રમાં હાટકેશ્વરના પાટોત્સવને દિવસે જમ્યા પછી તેમ જ વળતે દિવસે કેટલાક મનના વિચાર નોંધ્યા હતા: શામળ ખંડલહરી કવિ, પ્રેમાનન્દ અખંડલહરી; મારી અને નર્મદાશંકરની જુદા સમયની ભાષાશૈલી, મારી બુદ્ધિએ હજી જનબુદ્ધિમાં નીચે ઊતરવાની જરૂર; અનુભવ કહે છે કે હવેનો civilization conservative થવાનો; એને માટે પ્રાચીન આર્ય ભાવનાઓ પર શ્રદ્ધા જોઈએ અને એ સમજીને સમજાવનાર ઋષિ સમાન કવિ કે ગુરુ જોઈએ; આ નવા જમાનાનું રસશાસ્ત્ર પણ તર્કશાસ્ત્ર તેમ જ સાયન્સને પણ તોડનાર, ફિલસૂફીને અવલંબી રચાયલું, વેદના જેવું જ ગૂઢ અને દર્શનસહિત હોવું જોઈએ.

પણ સૌથી મજાની વિચારનોંધ તો હોળીના દિવસની. વિજયારૂઢ કલ્પનાએ કવિતાના દેદીપ્યમાન અંગેનું દર્શન કરાવ્યું ત્યારની. કેવા ઊંડા હૃદયમાંથી એ ભાવો ઊભરાયા હતા—અગાઉ સૂરતમાં અનુભવાતા તેવા; પ્રબળ પણ કેટલા! શબ્દેશબ્દ હજી યાદ છે:

"Now fancy pains me. The intoxication has gone above the pleasure-point. Is fancy ever painful? Is it so in Sobriety? Must be as it is in this other state? Why? Can't say but feel it to be true. What philosophy is this? બસ! બસ! Thou charming fancy! Pull on! I like it. I feel it is ruin, but ruin at thy hands is sweet. રસ says, Die and બુદ્ધિ says, Fly. I know not what to do. I will do neither but go to sleep. But I cannot sleep and that is the cause of this uneasiness Go to sleep then, thou—'

"નહિ નહિ. બંધ કરૂં હવે; એ દહાડે તેમ આજે જાણીને જ બંધ કરૂં; ન ખમાયાથી વિચારવું બંધ કરૂં."

—ચત્તાપાટ સૂઈ, શ્વાસોચ્છ્વાસ કાળજીથી નિયમિત કરતા, પ્રભુસ્મરણમાં ધ્યાન પરોવે છે ને થોડી પળોમાં નિદ્રાવશ થાય છે.

# પ્રકરણ પંદરમું

૧

શ્રાવણ મહિનો ચાલે છે. આકાશ ઘડીકમાં ઘેરાઈને ઝેરૂં વરસાવે છે તો ઘડીકમાં ઊઘડી જઈ ઉષ્મા અને પ્રકાશને પ્રસરવા દે છે. નમતે પહોરે રમાતી એ તેજછાયાની સંતાકૂકડી આષાઢની હેલીઓથી અકળાયલાં એવાં સર્વ મનુષ્યો તથા પશુપંખીને શાન્ત આનન્દ આપતી હોય છે.

દિવસ રજાનો, એટલે નવલરામ લાંબી મેડીના એક ભાગમાંની ખાટ પર શરીર લંબાવીને મેકોલેકૃત ઈંગ્લંડના ઈતિહાસનું પુસ્તક વાંચવામાં પરોવાઇ ગયા છે. ખાટ પર જ હાથે બાંધેલી નાની નોટબૂક છે ને તેની પીઠે લટકતા દોરાને એક અર્ધી પેન્સિલ બાંધેલી છે. વાંચતાં વાંચતાં જરૂર પડે ત્યારે જમણી પાસથી એ લઈ વાંચનાર તેમાં કૈંક ટપકાવે છે; ડાબી પાસ ઑગસ્ટ ૧૮૮૦ના શાળાપત્રનો અંક, એમાં જે પાને પોતે ઈંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઈતિહાસ છાપવો શરૂ કર્યો છે તે તુર્ત હાથમાં આવે માટે, ઊંધો વાળી રાખી મૂક્યો છે. સામે મોટા લખવાના ટેબલ પર હેલમ, ગ્રીન તથા ફ્રીમેનના ઈતિહાસો પણ, એ ચોપડીઓમાં વચ્ચે વચ્ચે કાગળની કાપલી મૂકેલા, દેખાય છે.

મેડીમાં નવલરામ એકલા નથી. એમની સામેની ભીંતે, અગાસીમાં જવાના ચોકઠાની પાછી ગોઠવાયલા એક બેસવાના ધીંગા ગાદીવાળા કૉચ પર મણિગૌરી પતિનાં મોજાંમાંનાં બેત્રણ નાનાં જાળિયાંબારિયાં સાંધી લેતાં બેઠાં છે. પોતે એ કામ લઈને ઉપર આવેલાં તો બીજી વાત કરવા, પણ એ શરૂ કરવી સહેલી નહોતી: એટલે પહેલાં તો ચોમાસામાં પણ રાજકોટમાં તો રહુરતના

પ્રેમ 'સરદી' નથી લાગતી કે ઓછી લાગે છે એટલું જ તે બોલ્યાં હતાં. તેનો એકાક્ષરી જવાબ વાચન–ડૂબ્યા પતિએ આપવાથી હવે પોતે બાળલગ્નબત્રીસીમાંની એક ગરબી, વચ્ચેથી, ધીમે સાદે ગાય છે:

મા પણ રહે ચોકી ચોકી રે,
ઘરમાં રાખે રોજ રોકી રે
કરે ચોર હોઉં તેમ ચોકી ... ...

ત્યાં હિણવર વિશેની ટેકની લીટી આવતાં સાદને વધુ ધીરો પાડે છે; એમ જ પછીની ત્રણ કડી ગણગણે છે; પછી કંઈક ઊંચે સાદે —

ભવમાં ભવાઇ મારી રે,
કરે આંગળિયો નરનારી રે;
વાત મારી બધાને જ પ્યારી.
અરે દુખ હિણવરનાં ઘણાં હેલી રે.

છેલ્લી લીટી બોલાઇ રહી ન રહી ત્યાં તો નવલરામે આલ્ફ્રેડ ધ ગ્રેટ તથા ડેન લોકોને લડતા મૂકીને દૃષ્ટિ પત્ની પર ઠેરવી, પહેલાં તો વિષાદભર્યું આછું સ્મિત જ કર્યું ને પછી સ્વસ્થતાથી—

નવલરામ: " તું કહેતી હોય તો કજોડાનું એક આખું ભારત જોડું–એ વખતે બાકી રાખ્યું છ તે. પણ કરવું કેમ ? મારા બોલ મારા જ મોંમાં ભરી દેવાવારો આવશે કે શું એમ જ મને ઘણી વાર થાય છે–જો કે હું હજી છેક હિંમત હાર્યો નથી. "

મણિગૌરી (કડવાશથી): " નથીસ્તો. ત્હારે જ આજ રજાને દાહાડે બી વાંચ–વાંચ કઇરા કરો છ. સાલું કૈં બેસીને વિચાર તો કરવો જોઈએ. " ગળગળે સાદે " ઇચ્છા તો બાપડી વહેલી ગઈ તે જાણીએ કે છૂટી, પણ ઇસ્વરે જેને જિવાડી છે તે આ કારતેકે તો નવની થવા પણ આવસે ને આપણે તો જાણે હજી ગગનમાં ગાજે છ."

નવલરામ: " ગગનમાં તો ગાજે મેઘરાજા આ દિવસોમાં, પણ

તું એમ નહિ સમજતી કે તને મા તરીકે ચિન્તાની જે હેલી રાતદહાડો ભીંજવી જ રહેતી હોસે તેનો મને અનુભવ જ થતો નથી."

મણિગૌરી: "તો તો કૈં કઇરા પાખી રોહ તમે, આટલા મહિના સુધી? વાત તો આપણે છેક આગલા સાવણમાં ઉપાડેલી."

નવલરામ: "મને ખબર છે. ને મને એ બી ખબર છે કે ત્યાર પહેલાં ને પછી આપણે જે જે યત્ન કીધા તેનાં પરિણામ તું ભૂલી ગઈ છે." ધીમું હસે છે.

મણિગૌરી (રોષ હળવો કરતાં): "ભૂલી તો કેમ જાઉં? પણ મૂળે તો છોકરાની અછત નાતમાં, તેમાં વરી એક–બે પર મન ઠરે ત્યાં કોઈ નીકલે સગો ને કોઈ તો હજુ આપણે પૂછપરછ કરીએ–કરીએ એટલામાં જ પરણી ગયો સંભળાય."

નવલરામ: "બાકી જડ્યા તે બળદિયા જેવા અભણ. કપડવંજ-વાળો પેલો એક મનસુખ અમદાવાદમાં થોડું ભણેલો હાથ આવ્યો, તો એનું ભણતર આપણી કમળાથી ઓછું ને કહે કે હવે આગળ નથી ભણવાનો. એવાને કેમ દેવાય?"

મણીગૌરી: "એ બધા જ પરતાપ તમારી પેલી મંડળીના છે. બાળલગનનો નિસેધ કરવા નીકઇલા એ તો રૂડું કામ કીધું, પણ એ બાબત બોલી–લખીને જ બેસી રહ્યા હોત તો! આ તો કઇરા એના લાંબાલચક નિયમો ને એમાં—"

નવલરામ (સસ્મિત): "એમાં કાંડું કાપી આઇપું."

મણિગૌરી: "આઈપું સ્તો. પણ હું તો એમ કેહતી ઉતી કે એમાં અમને બૈરાંલોકને તો સમજ જ નહીં પડે એવું બધું છોકરી ને છોકરાની ઉંમર ને એનો ફરક ને એવું બધું ભઇરું છે અંદર."

નવલરામ હસી પડી ખુલાસો કરે છે કે એ બધું સમજાવનાર તો અમારા જેવા વિદ્વાનો છેને; અને એ બધું ઠરાવ્યું એ તો આપણા હિંદુ જનમંડળની એકંદર સ્થિતિ વિચારીને, તેમાં કરવો બહુ અઘરો નહિ તેવો જરૂરી જ સુધારો કરવા. એટલે સમુદાયનો

વિચાર કરતાં તો નિયમો ને પ્રતિજ્ઞા બધું બરાબર હતું પણ હવે “આપણે કહીએ છ તેમ” પગ તળે રેલો આવતાં મૂળ વાત પોતાને માન્ય હોવા છતાં, એમ લાગવા માંડ્યું છે કે વેવિશાળ તો કમળા પાંચ વરસની હતી ત્યારે જ કરી લીધું હોત તો એ વખતે કદાચ વરની મૂંઝવણ આટલી બધી ન પડત—લગન ભલે પછી મોડાં કરત. પણ હવે તો એ બધું બોલવાનું જ રહ્યું. આશા કહીએ તો એટલી જ છે કે કોઇ બીજવર ખાલી પડે. આ છેલ્લી વાત સાંભળતાં જ—

મણિગૌરી (ઊભાં થઇ જતાં): “ને એ ઓહે મારી કમળા કરતાં તનગણી ઉમરનો. એ કજોડું ન્હીં થવાનું કે?” બોલતાં બોલતાં સાંધવાનું સમેટી લઇ તે મેડીમાંથી ચાલ્યાં જાય છે.

કમળાના ક્રુદ્ધ નહિ એટલા ખિન્ન પિતાથી આજે હવે બીજું કૈં થાય તેમ નહોતું. તેથી, જાણે પોતાની વિષાદમયતાને પોષવા ચાહતા હોય તેમ, તેમણે ઊઠીને ટેબલના ખાનામાંથી પોતાના એક પત્રની નકલ—એ પત્ર પોતે એવામાં જ થોડા દિવસ પર લાલશંકરને ધંધુકે લખેલો—કાઢીને, અત્યારે મનને ભારે દાબતા વિષયને લગતો તેમાંનો ભાગ વાંચી એ ભાર કૈંક હળવો કર્યો:

“જે આંધળિયાંને હું આટલું બધું નિન્દતો હતો તેજ મારે કરવાનો વખત આવ્યો છે. પાંચ મહિના થયાં એક દિવસ એવો જતો નથી કે જેમાં કમળા સંબંધીની ચિંતા ઘડી પણ વિસારે પડે. અહોનિશ મનમાં એક ખૂણે એ વિચાર ચાલ્યાં કરે છે, રસ્તો સૂઝતો નથી અને દિલ દુખાય છે.”

## ૨

એ બનાવ પછી દોઢ–પોણાબે વર્ષે—૧૮૮૨ના પૂર્વાર્ધમાં—એક રવિવારે નવલરામ એ જ મેડીમાં એક મોટા ગોળ ટેબલ પાસે ખુરશીએ બેઠા હતા ને આખા ફુલ્સકેપ પર પોતે દોરેલા એક મોટા ચતુષ્કોણની અંદર ચાર લાંબાં ખાનાં પાડી—આકૃતિની બહારની

બાજુઓમાંથી પણ જે બે લાંબી હતી તેની પર છૂટા છૂટા ચચ્ચાર શબ્દો હતા–ધીમે ધીમે ને બહુ ધ્યાનથી કૈંક લખતા હતા. ત્રીજા ખાના વખતે ભાષા ફેરવી આગળ ચલાવ્યું "Higher Mathematics, History, Moral—" ત્યાં તો 'ધબ–ધબ! ધબ–ધબ!' બાજુના ખંડમાં ને દાદરે ચઢીને સામેના ચોકઠામાં એક પચીસ વર્ષનો તરવરિયો જુવાન–યુરોપીઅન પોશાકમાં સજ્જ–આવ્યો એટલે લખનારે ધ્યાનભંગ થઈ, સહેજ ભમ્મર ચઢાવી, ઊંચું જોયું. જોયું ને તુર્ત તેના મુખની રેખાઓ બદલાઇ "ઓહો, ડાહ્યાભાઈ? આવી પહોંચ્યા કે?" આવનારે સસ્મિત હાથ લંબાવી "હાજી" કહ્યું. નવલરામે ઊભા થઈ તેણે લંબાવેલો હાથ લીધો ને હેતથી દાબ્યો. બંને બેસે છે. પછી—

નવલરામ: "મારાથી સ્ટેશને અવાયું નહિ, (સ્મિત કરી) આ જરા નવું જગત રચવા બેઠેલો તેથી."

ડાહ્યાભાઈ (પેલા મોટા કાગળ પરથી નજર ખસેડી): "હું પણ એ જ જોયા કરું છું કે સાહેબે આ કૈં ધરાધરી નવું જ કામ ઉપાડ્યું લાગે છે."

નવલરામ (કૃત્રિમ, આછા રોષથી): "I am no saheb to you here."

ડાહ્યાભાઈ (હસીને): "Oh, I beg your pardon. ત્યારે શું 'નવલરામજી' કહું?"

નવલરામ: "એ ઠીક છે. જો કે અમારો કાઠિયાવાડનો રિવાજ તો નામને 'ભાઈ' લગાડવાનો છે.

ડાહ્યાભાઈ: "પછી લગાડનારનું દિલ તો પેલાની ભણી કસાઇ જેવું હોય છતાં!"

નવલરામ: "હજી તો કાઠિયાવાડમાં પગ મૂકતાં જ તેની નિન્દા કે?"

ડાહ્યાભાઈ: "ના રે, એની વન્દના પણ કરીશું. આપ

સરખાએ તો અહીં આ પાંચ વર્ષ રહીને વન્દવા જેવું પણ કૈંક નહિ શોધી કાઢયું હોય ?"

નવલરામ ; "હોયસ્તો, ને તે, તમે ધરાઈ જાઓ એટલું. પણ એની વાત ફુરસદે. હું તો તમને એમ કહેતો'તો કે સાહેબ–બાહેબને બદલે, આપણા સંબન્ધને શોભતુંઅસલ સંબોધન જ ઉત્તમ ગણીએ."

ડાહ્યાભાઈ : "'નવલરામ–મામા'? વારુ. હવે ત્યારે એ ટેવ ફરી તાજી કરીશું." જરા વાર પછી—

નવલરામ : "ઘેર બધાં કેમ છે ?"

ડાહ્યાભાઈ : "મજામાં, સૂરત પણ એક દિવસ ઊતરેલો, લક્ષ્મીરામજીને મળવા."

નવલરામ : "એમ ? સારું કર્યું. ( સચિન્ત ) અવસ્થા હવે વધુ વર્તાય છે, નહિ ?"

ડાહ્યાભાઈ : "વર્તાય, પણ હવે તો, ચોમાસામાં હતું તેના કરતાં ઠીક છે. દિવસો એમના બાળપણના ગોઠિયાઓ અને ગિરધર-રામાયણ વચ્ચે શાન્તિથી પસાર થાય છે.

એટલામાં પંદર વર્ષનો ધીમત અને અગિયારની કમળા આવીને એ પડિયામાં પૂનેથી ડાહ્યાભાઈએ આણેલાં મોટાં મોટાં અંજીર મૂકી જાય છે. કમળા તો આવી તેવી જ દોડી જાય છે. ધીમત પણ જવા માંડતો'તો ત્યાં—

નવલરામ : "ઓળખે છે આમને કે ભૂલી ગયો ?"

ડાહ્યાભાઇ ( એ કિશોરને ગાલે ટપલી મારતાં ) : "એમ કૈં ભૂલે ? બંને સ્ટેશને જ મને પગે લાગ્યાં: આણે તો ગાડીમાં પૂછેલું પણ ખરું કે અમારું કાઠિયાવાડ ગમશેને ? એટલે અહીં તો બધાં જ વટલાઈ ગયાં લાગો છો. બાપડા સ્હુરતનું હવે સુ થવાનું ?"

બંને હસે છે. ધીમત તો ત્યાર પહેલાંનો નીચે ગયો છે.

ડાહ્યાભાઈ : " કમળા પણ મોટી થઈ ગઈ, ખરું ? બારતેરની દેખાય છે. "

નવલરામ : " અગિયાર. એમ ને એમ એકવીસની પણ થઈ જાત પણ એ તો જાણે ઈશ્વરે જ માર્ગ કાઢી આપ્યો. "

ડાહ્યાભાઈ : " હા. અમદાવાદમાં જ સાંભળ્યું કે આપે ઉત્તર હિન્દ સુધી વરની શોધ કરાવી ને એ ચાલતું હતું તેવામાં આપણા નરભેરામજી વિધુર થયા અને ત્યાર બાદ થોડે મહિને કમળાનું વેવિશાળ તેમની જોડે થઈ ગયું. "

નવલરામ : " બીજો ઉપાય નહોતો; અને મને તો બંને સુખી થશે એમ લાગે છે. "

ડાહ્યાભાઈ : " એમાં શક શો ? માફ કરો તો કહું કે આપણી નાત બહાર પણ નરભેરામજી જેવા સતેજ બુદ્ધિના, બહુશ્રુત ને મિલનસાર જમાઈ આપને મળત નહિ. વળી પ્રેમાનન્દના રસિયા ને છટાદાર વાત કરનાર પણ. આપને એથી વધુ શું જોઈએ ? અને કમળા તો જગ જીતી ગઈ. "

બોલતા બોલતા કપડાં ઉતારવા ઊઠે છે. તે પછી ટેબલ પાસે ફરીથી બેઠા ત્યારે નવલરામે તેમને હિંદવી પ્રજાના નવા જગત માટેની પોતાની ચતુર્વર્ણશાળાની યોજના પેલી આકૃતિને આધારે સમજાવી. એ અભિનવ સંસ્કાર–વ્યવસ્થાનુસાર ચારે વર્ણના સુયોગ્ય વિકાસની ( અક્ષરજ્ઞાનથી માંડી બુદ્ધિ, હૃદય અને આત્માના ઊંચામાં ઊંચા વિકાસ માટેની ) ચાર કક્ષા–મૅટ્રિક્યુલેશનથી બ્રહ્મત્વપ્રાપ્તિ સુધીની–બતાવી હતી; અને પ્રત્યેક શાળા માટેનો વિષયનિર્દેશ ( વેપાર-વણજ ને ઈજનેરીના તથા હિંદુસ્તાની ને અંગ્રેજી ભાષાઓના જ્ઞાનથી આરંભીને ' સાયન્સ ' તેમ જ તત્ત્વદર્શન પર્યંતના વિષયોનો નિર્દેશ) પણ ટૂંકામાં કર્યો હતો.

એ યોજનાની વીગતોનું વિવરણ પોતાના એ મિત્રતુલ્ય

# પ્રકરણ સોળમું

૧

પૂનાની સાયન્સ કૉલેજમાં પદાર્થવિજ્ઞાન તથા ભૂસ્તરશાસ્ત્રનો માત્ર અભ્યાસ કરીને નહિ પણ એનાં સાચો પ્રેમ કેળવીને યોગ્યતા સંપાદન કરનાર યુવાન ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી એ દિવસે રાજકોટમાં નવલરામની જ ટ્રેનિંગ કૉલેજમાં એમના છેલ્લા એસિસ્ટંટ તરીકે આવ્યા અને પોતાના એ મુરબ્બીના બાકીના જીવનકાળનાં છએ વર્ષમાં એમના મિત્ર અને નિત્યસંગાથી થઈને રહ્યા. તે બાળક હતા ત્યારથી જ નવલરામનો તો તેમની પર સ્નેહ હતો એટલે તેમનો અભ્યાસ પૂરો થતાં પોતે જ તેમને પોતાની સંસ્થામાં વિજ્ઞાનના અધ્યાપકની જગ્યાએ જોડાવાની ગોઠવણ કરીને ખાસ આગ્રહપૂર્વક તેડાવ્યા હતા. મણિગૌરીને પણ આ ઘણું ગમ્યું કેમ કે તેમને પણ પતિની જેમ જ અમદાવાદના દિવસોથી ડાહ્યાભાઈ પર–તે બારતેર વરસના કિશોર હતા ને અંગ્રેજી વ્યાકરણ શીખવા રોજ ઘેર આવતા, ધીમતને રમાડતા ને ચીઢવતા, પહેલાં તો કમળાનો જન્મ નહિ ને પછી તો વરસેકની થઈ એટલે, રમતાં ત્રણે બાળકો જાણે પડી જશે એવડા મોટા હિંચકા તે ખવરાવતા, છેક ત્યારથી ડાહ્યાભાઈ પર–ગાઢ મમતા હતી.

આ કારણે, રાજકોટ આવી તેમણે જુદું ઘર લીધા પછી પણ તેમને મણિમામીનું નોતરું વારંવાર મળતું ને ડાહ્યાભાઈ એ ઘણેભાગે સ્વીકારી નવલરામ સાથે જમવા જતા. એમ સહ-ભોજન રજાના દિવસે તેમ ચાલુ કૉલેજના દિવસે પણ કેટલીક વાર થતું પણ ઘણી યે વાર ડાહ્યાભાઈએ ઘરમાં પગ મૂકતાં જ બંને જણ પરસાળને હિંડોળે બેઠા બેઠા એવા વાતે વળગતા કે

રસોડામાંથી સાદ પર સાદ થાય ને સંભળાય "આ બધું ઠંડું થઈ જસે હોં, પછી બૂમ નહીં મારતા" અથવા "આજે ભણનારા બધાને હૈં બોલાવવા ધારીશ છ કે સહું ?" એવો સવાલ થાય ત્યાર પછી પણ કેટલીક મિનિટ સુધી તો નાહવાનું પંચિયું પહેરેલો યુવાન મિજબાન ખુરસી પાસે ઊભો રહી, તેની પર પગ ટેકવીને કે ઊંબરે જ અટકી રહી ઊંચા કરેલ હાથે ચોકઠામાંના નકૂચા જોડે રમત કરતો કરતો, પ્રૌઢ યજમાન સાથે એમનો મેઘ છંદ ગાવાના સાચા રાગ-તાલ સંબન્ધી અથવા બંનેના મિત્ર હરિલાલ ધ્રુવના રચેલા સુન્દર કાવ્ય 'ચિત્રદર્શન'ની ક્લિષ્ટ ભાષા સંબન્ધી અથવા 'ભાણેજે' હવે નવલરામમામાનાં કપડાંનાં 'કટ' સુધારી–સુધરાવી એને સુઘડ તો બનાવ્યાં પણ તેમનો કપડાંનો ખર્ચ પણ મોટો બનાવ્યો તેની, અથવા કાઠિયાવાડની પ્રાથમિક કેળવણીને સતત ચીવટથી ને ધીટતાથી પાટે ચઢાવી તેનો અસાધારણ વિસ્તાર સાધનાર, રાવસાહેબ નેં અગાઉ વીસેક વર્ષ પર પણ હવે હમણાં જ, કેળવણીખાતાના અમલદારો બ્યુહ્લરસાહેબ તથા જાઈલ્સસાહેબની ભલામણથી, ત્રીશ જેટલાં વર્ષની નોકરી બાદ રાવબહાદુરનો ખિતાબ દબદબાભરી સભામાં પોલિટિકલ એજંટને હાથે પામનાર, ગોપાળજી સૂરભાઈના કડપ અને વિચક્ષણતાના ટુચકાઓની, તો કોઈ વાર રાજકોટમાં રાજયેરાજ્યના કારભારીઓની ભરાતી વાર્ષિક સભામાં એ મહાશયોને એમના ઓળખીતા–પાળખીતા રાજકોટી સજ્જનો બજારમાંથી આણેલાં કંટોલાં કે પાતરાં "આ મારા વાડાનું શાક, હોં મહેરબાન !" કહી નઝરો મોકલતા તેની – એમ તરેહતરેહની વાતો રસપૂર્વક કહેતો સાંભળતો અને હસતો.

## ૨

ડાહ્યાભાઈ પોતાના રાજકોટનિવાસના પાંચમા વર્ષ દરમ્યાન એક વાર જમવા આવેલા ને એવી રીતે નાહવા ઊતરવાની તૈયારી કરતા હતા ત્યાં તો ચોકઠા પાસે જ અટકી ગયા, ત્યાં ભીંતની લગો-

લગના ગોળ ટેબલ પર મલબારીના 'ઇન્ડિયન સ્પેક્ટેટર'ના ત્રણ-ચાર વગરફોડ્યા અંકો જોઈને. પોતે એ જોયા ને તુર્ત ફર્યા ખાટે બેઠેલા નવલરામ ભણી—

ડાહ્યાભાઈ: "મામા, આ શું? આ છાપું તો તમે પોસ્ટમેનના હાથમાંથી લીધું તેવું જ ફોડનારા—એવા એના શોખીન છો; બીજું વાંચ્યા પહેલાં જ હમેશ એ વાંચો છો ને આમ કેમ?"

નવલરામ (ટોળ કરવાની અદાથી): "જાઓ જાઓ, નાહી લો. કોલેજનો વખત થઈ જશે. એ પ્રશ્નથી તો વળી રસશાસ્ત્રની વાતે ચઢી જઈશું."

ડાહ્યાભાઈ (ખાટની નજીક આવી): "મને સમજાયું નહિ. આ 'સ્પેક્ટેટર' અને રસશાસ્ત્ર એ બેનો સંબન્ધ ક્યાં થાય છે?"

નવલરામ (મિચુક મિચુક હસતા): "પહેલાં ઉત્કંઠાથી વાંચતો ત્યારે એ લાઇબ્રેરીનું હતું; હવે તો મારું છે ને? ભૂલી ગયા रसस्तु —?"×

ડાહ્યાભાઈ (હસી પડી): "અરે ડોસા!" ઝડપથી આગલા ખંડમાં જઈ દાદરે ઊતરી પડે છે.

૩

ઓછાબોલા નવલરામ અજાણ્યાંને સૂમડા જેવા લાગતા; ને ત્રાહિતો કે અલ્પપરિચિતોની જોડે તે કામપૂરતું જ બોલતા એ વાત પણ ખરી. પરંતુ નિકટ મિત્રો પાસે જ્યારે મન મૂકીને વાત કરતા ત્યારે ગમે તે વિષય પર એ વિષયની બહોળી સમજથી તથા છટાદાર રીતે વાત કરતા. એ રીતે તે ઇજનેર કે ડૉક્ટર સાથે પણ તેના વ્યવસાયના જાણકાર હોય તેમ અને વેપારી સાથે તો, માત્ર 'સાડાસાતનો પા' વગેરે ભણેલા જૂના જમાનાના વેપારી પોતે હોય તેવી રીતે, એના ધંધાની સઘળી કળવકળને સમજનાર તરીકે જ

× પૂરું વાક્ય એવા ભાવાર્થનું કે ખરો રસ મણાય એ તો પારકી સ્ત્રીને પ્રેમ કરવામાં.

બોલતા; વળી શેરબજારની વાત કરે ત્યારે જાણે શેરદલાલ જ જોઈ લ્યો. આ કારણે રાજકોટમાં ઘણા માણસો એમની સલાહ લઈને જ શેરનો વેપાર કરતા ને લાભ મેળવતા.

વ્યવહારનાં બીજાં ક્ષેત્રોમાં એમ સારી રીતે ઊંડે સુધી જઈ શકનાર પુરુષ નાતજાતની પંચાતોમાં પણ ઓછો ઊતરે તેવો શાનો હોય? આમ તો તે વારંવાર પ્રસંગ નીકળતાં નાતના વધરાની વાતો કરતા ત્યારે જુવાન ડાહ્યાભાઈને મનથી થઈ આવતું કે નાતનો આ કોઈ લડાઈખોર, આફીઓ પટેલ તો બોલતો નથી? અને એક વાર કોઈ તકરારી બાબતને અંગે સૂરતથી નાતની પંચાત સંબન્ધી પત્ર આવેલો તેનો જે ઉત્તર નવલરામે તેમની કને પત્રમાંના એકએક પ્રશ્ન ને પેટાપ્રશ્નની આંટીઘૂંટીમાં પૂરેપૂરા પળોટાયલા માણસની જેમ લખાવ્યો તે પરથી તો લખનારને લાગ્યું કે નાતનું સાજનું ભરાય તેમાં થતી લડાઈમાં જેવા તકરારના રસિયા આગેવાનો જોઈએ કીએ બરાબર તેવા-જ છે નવલરામમામા.

એ મામા જ્ઞાને ને અનુભવે બહુશ્રુત છે તેમ વિનોદી યે છે એવું પણ એમના એ તરુણ સહચારીએ વારંવાર જોયું હતું. એક વાર કોઈ જાહેર ચર્ચાને અંગે નવલરામ તથા બાલાશંકર ઉલ્લાસ-રામનાં મન એક બીજા સાથે જરા ઊંચાં થયલાં, તેવામાં બાલા-શંકરની એક ચોપડી શાળાપત્ર પર અવલોકન માટે આવી હતી. કર્તાએ એ ચોપડી અર્પણ પોતાની પત્નીને કરી, નીચે સહી કરેલ: 'ત્હારો બાલ.' આ વાંચી નવલરામે ડાહ્યાભાઈને પૂછ્યું "આની મજાક કરી હોય તો? 'આ ચોપડી કર્તાએ પોતાની માને અર્પણ કરી હોય એમ લાગે છે' એવા શબ્દોથી અવલોકનનો આરંભ કરૂં?"

બંને હસ્યા ને શાણા નવલરામે એ વાતને ગોટલેથી જ અટકાવી.

## ૫

એક વાર એ અવનવીન મામાભાણેજની જોડી, હાઈસ્કૂલના

હેડમાસ્તર દોરાબજી ગિમી તથા એક ચોથા મિત્ર એમ ચાર જણ સિવિલ સ્ટેશન છોડી ટોળટપ્પા કરતા ઠીકઠીક આગળ ફરવા નીકળી ગયા. ત્યાં એકાંત હતું, બાજુમાં મહાદેવનું મંદિર હતું ને સડકની લગોલગ ઝાડોની મનોરંજક ઘટા જામી હતી.

મંડળી એ સ્થળે પહોંચી ત્યાં સામેથી હાઈસ્કૂલના જ એક દમદાર તરીકે જાણીતા માસ્તર મિ. દારૂવાળા આવ્યા. સાંજ આગળ વધેલી. રોળીટોળી વખત થઈ ગઈ હતી. એ માસ્તરસાહેબ પાસે આવતાં—

નવલરામ : " આઈસે મિ. દારૂવાળા, આ શું કહેવાય ? તમે અત્યારે અહીં એકલા શું કરો છો ?"

દારૂવાળા ( સહેજ ગભરાઈ ) : " કેમ સાહેબ, કેમ ? કૈં વાંધો-બીંધો છે સું ?"

નવલરામ : " વાંધો નથી તો શું છે ? જોતા નથી આ વગડા-ની ઘટા ? અહીં તો કોઈકોઈ વખત વાઘ આવે છે. "

દારૂવાળા : " તે તો હોસે, સાહેબ, પન હું કૈં વાઘથી બીહીતો નથી. "

તેમણે એ વખતે તો 'સાહેબજી' કરી સિવિલ સ્ટેશન ભણી ચાલતી પકડી પણ પછી બે–ત્રણ દિવસે કૉલેજમાં જતાં ડાહ્યાભાઈને રસ્તે ભેગા થઈ ગયા ત્યારે ઊભા રાખી સચિન્ત સાદે પૂછેલું, " એ ખરી વાત ? પ્રિન્સિપાલસાહેબ કહેતા ઉતા કે વાઘ આવે છે એ ખરું છે ?"

ડાહ્યાભાઈ ( હસીને ) : " જોવની બાવા, મને તો શું ખબર ? મેં તો જોયો નથી. પણ નવલરામભાઈ અહીં મારા કરતાં વધારે વરસથી રહે છે એટલું તો ખરું. "

થોડા વખત બાદ ગિમીસાહેબ મારફત જાણવામાં આવ્યું કે મિ. દારૂવાળાએ પેલી ઘટાવાળી કે કોઈ પણ જગ્યાએ સાંજરે ફરવા જવાનું જ માંડી વાળ્યું છે.

# પ્રકરણ સત્તરમું

## ૧

"વિના ધર્મ નવલ, આ સ્થાન ચલિત સહુ છેક જ રે" પોતાની આ પંક્તિ એકાશીના માર્ચથી સપ્ટેમ્બર દરમ્યાન નવલરામને મુખે જેટલી વાર નાહતાં, ફરવા જતાં કે બીજે એકાન્ત સમયે રમતી તેટલી વાર એ પહેલાં કદી રમતી નહોતી. એ વર્ષના પહેલા ચરણમાં પોતાની વય પિસ્તાળીશની થઈ અને છેલ્લું ચરણ આવશે એ અરસામાં નોકરીને—તેથી, સક્રિય જીવનની કારકિર્દીને પણ—સત્તાવીશ વર્ષ પૂરાં થશે એ વિચારે એમનું મન વ્યવહારની આળ-પંપાળમાંથી ધીમેધીમે અને તેટલું છૂટું થવા ઝંખવા લાગ્યું અને પરમાર્થ ભણી સવિશેષ વળવા લાગ્યું.

ત્યાર સુધીના વ્યાવહારિક જીવનની એક મુખ્ય ચિન્તા તો પુત્રીનું લગ્ન થતાં દૂર થઈ હતી. બીજી ચિન્તા હતી તો બીજા પ્રકારની પણ એ ગૌણ ગણી કાઢી નાંખવા જેવી તો નહિ જ ને? ધનસંચયની એ ઉપાધિ. તે વધારી વધે તેવી છે એ તો સાચું, પણ એ સંબન્ધી થતા વિચારોમાં પણ સ્વાર્થની નહિ તેટલી પરાર્થની દૃષ્ટિ વારંવાર મનમાં આગળ તરી આવતીઃ શરીર દહાડેદહાડે વધારે રોગિયલ થાય છે; એ અચાનક પડી જાય તો પોતાના વૃદ્ધ પિતાને સ્વતંત્રપણે નિર્વાહ કરવામાં કામ લાગે માટે, એવા જ સંજોગોમાં પત્નીને તથા સારી રીતે ભણી રહે ત્યાં લગી પુત્રને માટે, તેમ જ દેશની હાલની જે સૌથી મોટી જરૂર—ઊંચી કારીગરીની કેળવણી—તેમાં ધર્માર્થ કાઢવા માટેઃ આ ત્રણચાર હેતુઓથી પોતે જે થોડુંઘણું નાણું ગયાં અઢાર–વીસ વર્ષમાં ભેગું કરી શક્યા છે

તેમાં હજી શક્ય તેટલી વૃદ્ધિ કરવી જ જોઈએ: એમાંના એક માટે હજી ખરેખર પૂરતી કહેવાય તેટલી રકમ નથી. આ સ્થિતિમાં પેન્શન લઉંલઉં થયા કરે છે એ શા કામનું?

મન જ્યારે એવી વિમાસણોથી બહુ ઘેરાતું ત્યારે એ ભારના અતિરેકથી છૂટવાને કોઈક વાર, સુભાગ્યે ને ઘેરાવા લાગે કે તુર્ત પોતે પુસ્તકોના કબાટમાં જે ધર્મગ્રન્થો રાખતા તેને યાદ કરતા, કબાટ પાસે જતા અને છાન્દોગ્ય કે તૈત્તિરીય ઉપનિષદ્ અથવા બ્રહ્મસૂત્રો તેમાંથી લેતા. એ ત્રણેનાં તથા સાંખ્યસૂત્રનાં અંગ્રેજી ભાષાન્તર હમણાં જ મુંબાઈથી મંગાવ્યાં હતાં ને તેથી સમજવામાં સરળતા થતી; અસ્વસ્થ બનેલું કે બનવા માંડેલું મન યથાયોગ્ય વ્યવહારનાં ખરી રીતે અવિરોધી એવાં એ ગ્રન્થોમાંનાં પાવનકારી આત્મદર્શનોની આર્ષવાણીના પ્રભાવે શાન્તિમાર્ગે વળતું; અને વાંચનાર ત્યારપછીના પોતાના અન્ય વાચન કે લેખન, પોતાનું અધ્યાપનકાર્ય કે કુટુંબજીવન કે મિત્રમેળાપો એ સર્વમાં પણ અજ્ઞાતપૂર્વ સ્થૈર્ય અનુભવતો—મન, એને વિલોકતા ને પ્રેરતા અન્તઃસ્થ સાક્ષી જોડેનું સ્વરૂપાનુસન્ધાન કેટલીક ક્ષણો તો અખંડપણે ટકાવતું.

એમ જાગ્રત થવા માંડેલા એમના અન્તરાત્માએ જ—ત્યાર પછીયે અશાન્તિના ગાળા તો આવતા ને દીર્ઘ કાળ ટકતા છતાં—એમના શેષ જીવનમાંથી ક્લેશ ઓછો કર્યો અને એમનો અન્તકાળ પ્રભુલક્ષી રાખી, વખત આવ્યે મૃત્યુ પણ સુધાર્યું.

૨

નવલરામના ૧૮૮૧થી '૮૮ સુધીના છેવટના જીવનકાળમાં બાહ્ય જીવનની દૃષ્ટિએ અગત્યના જે ચાર બનાવ બન્યા તેમાંના બેને નર્મદ સાથે સંબન્ધ હતો અને બેને 'રાસ્ત-ગોફ્તાર'વાળા કેખશરુ કાબરાજી સાથે. એમાંના ત્રણ તો, એમના શાન્તપ્રવાહી સમગ્ર જીવનને, શાન્ત પ્રકૃતિને તથા બેસતી વૃદ્ધાવસ્થાને લક્ષમાં લેતાં,

એમને માટે મોટી કે નાની વિપત્તિરૂપ ગણાય તેવા હતા. ૧૮૮૬ના ફેબ્રુઆરીમાં મિત્ર અને કવિ નર્મદનું અવસાન, ૧૮૮૩માં કાળરાજી સાથેનો રાજગીત અંગેનો વિવાદ, ૧૮૮૫માં એ જ દેશભક્ત, પણ દેશભક્ત કરતાંય અધિક અંશે રાજ્યભક્ત પત્રકારે નવલરામની સામે 'હિન્દ અને બ્રિટાનિયા'ને અંગે ચલાવેલો ધરખમ ધુજારો, જેની ધમાલ સેક્રેટરિયેટ ને શાળાખાતા સુધી પણ પહોંચી હતી.

નવલરામ પોતે તો ઘણાં વર્ષથી વિદ્વાન સંસારસુધારકો સાથે અનેકવિધ સમભાવથી નિકટ સંબન્ધ ધરાવતા હતા છતાં એ સુધારાના આચરણીય વિચારોની બાબતમાં કૈંકે જુદા જ પડતા આવ્યા હતા. આ કારણે, પોતે જે વર્ષમાં–૧૮૭૬માં—નર્મદાશંકરને મુંબાઈમાં મળ્યા તે જ વર્ષમાં કવિએ છપાવેલા તેમના લેખ 'આર્યદર્શન'-માંના કે પછીના ૧૮૭૯વાળા લેખ 'ધર્મજિજ્ઞાસા'માંના કવિના નવા વિચારો પોતાને, બીજા સુધારકોને લાગેલા તેટલા, દુઃખકર લાગ્યા નહોતા. કવિની નવોદિત વિશુદ્ધ ધર્મબુદ્ધિ, તેમની આર્યદેશમાંના ધર્મરાજ્ય તથા રાષ્ટ્રરાજ્ય વિશેની માર્મિક વિચારણા, તથા તેમણે આર્યધર્મની જ દિશામાં ઊંડી સમજ ને ધીટતાથી વાળેલું જીવનનાવઃ આ સર્વ નવલરામને સર્વાંશે ને એ જ રૂપે માન્ય નહિ છતાં કવિની મનોવૃત્તિના સ્વાભાવિક નિદર્શક તરીકે સમજાય તેવું તો લાગતું જ હતું.

પછી ૧૮૮૧થી તો કવિએ 'સુધારો ને સુધારાવાળા' વગેરે લખાણોમાં, એમના જ પ્રોત્સાહનથી મુંબાઈમાં સ્થપાયલા 'ગુજરાતી' સાપ્તાહિકમાં સુધારા સામે ઝડીમાર બોલાવવા માંડી. નવલરામ રાજકોટમાં બેઠા એ વાંચતા, એ લેખો ડાહ્યાભાઈ સાથે સામાન્યતઃ ગંભીરાઈથી ને કોઈ વાર રમૂજની છાંટ સહ ચર્ચતા, પણ વધારે તો વિચારમાં પડી જતા કે કવિના કહેવામાં તથ્ય તો છે પણ હવે એમનું ચિત્તલોલક છેક સામે છેડે જાય છે એ જોવા છતાં કેમ સુધારાસાથમાંથી કોઈ કશું બીજો પક્ષ રજૂ કરી બોલતું-લખતું નથી

એ પ્રશ્ન મનમાં ઘોળાતો હતો ત્યાં તો એમની પર જ કળશ ઢોળાયો: 'ગુજરાતી' તરફથી ૧૮૮૨માં એક દિવસ આર્જવપૂર્વક લખાયલો વિનંતિપત્ર આવ્યો કે અહીં મુંબાઈમાં તેમ જ સૂરત વગેરે સ્થળે ઘણા સમજુક વિચારકોનું એમ માનવું થાય છે કે કવિની સામે પ્રતિવાદ કરવો શક્ય છે, કેટલાકને મતે ઇષ્ટ પણ છે તે આપ જ યથાયોગ્ય રીતે કરી શકો તેમ છો માટે અવશ્ય જ લખાણ તૈયાર કરશો, મોકલશો.

એ પ્રસંગ નવલરામને માટે ધર્મસંકટ જેવો બની ગયો: પ્રજા પ્રત્યેનો ધર્મ એ કે લખવું, મિત્ર પ્રત્યેનો એ કે લખવું નહિ—જે લખત તે એને પત્રમાં કે મેળાપની તક મળે ત્યારે જ કહેવું એ માર્ગ ગ્રહણ કરવા જેવો અધિક પ્રમાણમાં લાગતો હતો. મનમાં એવા સમવિષમ એ બાબત અંગે હોવા છતાં લખવા માંડયું, ત્રણ ખંડક—પીઠિકા, સુધારારંભ ને ઇંગ્રેજી સુધારાના સ્વરૂપના—લખ્યા, આગળ લખવા કેટલુંક સાલવારી વગેરે સહિત ટાંચણ વીગતવાર કર્યું ને પછી એ બધું એમને એમ જ રહ્યું, છપાવા મુંબાઇ ગયું નહિ.

૩

જે નવલરામે 'વિજ્યાદેવી ઇંગ્લિશિયા કૈસરે'નો જય ગાઇને, તેની છત્રછાયા હેઠળ હિંદને પરિપૂર્ણ બિંબે બિરાજતું કહ્યું હતું તે નવલરામને એ જ મહારાણી વિશેના 'ગૉડ સેવ ધ ક્વીન'ના ગુજરાતી ભાષાન્તરનો વિરોધ કરવાનો થયો એ પ્રસંગ વિકટ તો ઘણો, પણ એ વિરોધ ભાષાન્તરકાર કાબરાજી અનન્યસાધારણ રાજ્યભક્ત હોવાથી કે પારસી હોવાથી કરવામાં આવ્યો નહોતો. મૂળ અંગ્રેજી ગીતનું કાબરાજીકૃત ગુજરાતી ભાષાન્તર જ સ્થળે સ્થળે ભૂલભર્યું હતું અને એવા ભાષાન્તરને સરકાર તથા તેના પક્ષકારોએ ગુજરાતની વફાદાર પ્રજાના રાજગીત તરીકે પ્રતિષ્ઠા આપી એ જ નવલરામ જેવા ગુજરાતપ્રેમીને તથા ભાષાભકતને સાલતું હતું. બીજા કેટલાકની જેમ તેમણે એ ગીત વિશેનો પોતાનો એ પ્રામાણિક મત જાહેર કરતાં એ સમામાં—૧૮૮૩ અને તેની આસપાસ—આ

વિષય પરથી એક ભારે વાગ્યુદ્ધ હિંદુ–ગુજરાતી ભાષા તથા પારસી–ગુજરાતી ભાષાના વિષય પર 'રાસ્ત–ગોફ્તાર' તથા 'ગુજરાતી' વચ્ચે મચ્યું હતું.

વળી એ વાત એટલેથી જ અટકી નહિ. સૂરતવાસી એક યુરોપિયન–મુસ્લિમ મુરાદઅલી બેગના સંવાદ–વિવાદ–રૂપ અંગ્રેજી લખાણ ઉપરથી 'ગુજરાતી'કારે રચ્યું 'હિન્દ અને બ્રિટાનિયા' તથા તેમાંના એ બંને દેવીઓ તથા સ્વતંત્રતાદેવીના પ્રતાપી ઉદ્‌ગારોનો તાપ 'રાસ્ત'થી ન જીરવાયો એટલે તેણે 'ગુજરાતી'વાળા પોતાના હરીફ તંત્રીની તેમ જ એ પુસ્તકનો એના અવલોકન નિમિત્તે મુખ્યત્વે સારાંશ જ પોતાના પત્રમાં આપનાર શાળાપત્રકારની સરકારમાં ખબર લેવા–લેવરાવવાના ભારે પ્રયાસ કર્યા. એવા પ્રયાસોને મળવી ઘટતી હતી તે નિષ્ફળતા તેમાં તેને મળેલી ને નવલરામનો આ વિષય અંગેનો ખુલાસો મંગાયલો તે એમના ઉપરીઓને સંતોષકારક લાગ્યો હતો અને તેમને માથેથી વાદળ વિખરાયું હતું.[1]

પોતાના પરમ પ્રિય મિત્ર કવિ નર્મદાશંકરનું મુંબાઈમાં ત્રણ દિવસ પર મૃત્યુ નીપજ્યાના માઠા સમાચાર નવલરામને રાજકોટમાં ફેબ્રુઆરીની ૨૮મીએ સવારે મળ્યા. એ દુઃખદ બનાવ વિશે જાણીને ગુજરાતમાં બહુ થોડાને થયો હશે તેટલો ઊંડો શોક કવિ સાથે ત્રીશેક વર્ષથી મૈત્રીનો નિકટ સ્નેહસંબન્ધ ધરાવનાર તેમના આ સાચા સુહ્રદને થયો.

એ દિવસે માર્ચનું શાળાપત્ર તૈયાર થઈ રહેલું એટલે તેના

૧. એ બનાવથી નવલરામને થએલા સંતાપનું માપ સમજવા સરખાવો ગોવર્ધનરામના શબ્દો: "નવલરામે કેટલાક ખાનગી પારસી તથા હીંદુ મિત્રોને પત્ર લખ્યા અને તેમાં રાસ્તની આ વિશે ઘણી કડવી ફરિયાદ કરે છે, રાસ્ત ગોફ્તાર પાસેથી ઇનસાફ મળવો અશક્ય છે એમ અંતઃકરણથી ગણે છે, અને એ પત્રની રાજભક્તિ અને ખુશામત વચ્ચે કેટલું થોડું અંતર છે તે માગવા યત્ન કરે છે." નવલરામની જીવનકથા: મૂલાવૃત્તિનું પૃ. ૭૪.

પૂંઠા પર જ સમાવી દેવાનો નિવાપાંજલિરૂપ ટૂંકો લેખ નવલરામે લખ્યો. "હાથ ધ્રૂજે છે-કલમ ચાલતી નથી !" એ શબ્દોથી શરૂ થતા એ લેખને આરંભે (અકબર-બીરબલ-વિષયક લખાણનો મહાવરો હવે કેટલાંક વર્ષનો, તેથી આ દિવસે સહજ સ્ફુરણાથી રચાઈ ગએલો) હિન્દી દૂહો મૂકયો હતોઃ

कर कंपत कलम न चलत,
दृग आच्छादित होत;
किस् बिध लिखु पंडित कवि,
नर्मद दुःखद मौत ?

લેખની જે પહેલી કંડિકા નર્મદના ગુણાનુવાદરૂપે લખી તેમાં તેને 'શ્રી ભારતીના એકાંતિક ભક્ત' તથા 'ગૂજરાતના અનુપમ રત્ન' લેખે વર્ણવી તેનો 'યશસ્વી ઊંચ અંશી' આત્મા-સાચો ને શૂરો, (વખત પર કદાપિ ભૂલેલો છતાં) હમેશાં લાગણીમાં ઊંચો ને શુદ્ધ જ જ્યાં હોય ત્યાં સુખી થાઓ એમ ઈચ્છ્યું; પછી સદ્ગતના શાન્તિ-યુક્ત અન્તકાળની વીગત ટૂંકામાં આપી; છેવટમાં, એના કરજદાર જીવનને યાદ કરી ગુજરાતીઓને ઉદ્બોધન કર્યું કે તેના કુટુંબના નિર્વાહાર્થે કૈં કરવું એ આપણી ખાસ ફરજ છે; અને લેખને છેડે વાચકવર્ગને પોતાની જાતમાહિતીને આધારે ખાતરી આપી કે એ કરજનો પાયો કવિના ખાનગી ખર્ચમાં નહિ પણ નર્મકવિતા ને નર્મકોષની છપામણીમાં તેમજ ભાષણોપયોગી બંગલો જે સરસ્વતી-મન્દિર, તેમાં જ હતો.

૪

એ ગાળાનું (૧૮૮૧-૮૮નું) નવલરામનું સાહિત્યજીવન તો બાહ્ય ઉપાધિઓ, અનારોગ્ય ને ક્રમશઃ પણ નિઃશંકપણે વધતી જતી ધર્માભિમુખતા છતાં, વૈવિધ્યયુક્ત અને વેગવન્ત હતું. મનના વિચાર જે વિશિષ્ટપણે તેમના આન્તરજીવનરૂપ હતા તે તો મિત્રો પર

પત્રમાં કે નોંધવહીમાં આવિર્ભાવ શોધતા હતા, પામતા પણ હતા; અને લેખનપ્રવૃત્તિમાં શાળાપત્રમાંનાં ગ્રન્થવિવેચનો કે શિક્ષણ-વિષયો વગેરે ઉપરાંત બે ગ્રન્થોનું (અકબર–બીરબલ–કાવ્યતરંગ ને અંગ્રેજ પ્રજાના ઇતિહાસનું) ખંડિત રૂપે પણ ક્રમિક પ્રકાશન ચાલતું જ હતું. એ બંને નવલરામની વિકાસમાન પ્રતિભા અને શૈલીના નિદર્શક હતા. કાવ્યતરંગ વિદ્વાનોમાં સવિશેષ પ્રિય હતા તો ઇતિહાસ શિક્ષકવર્ગ તથા શિક્ષિતોમાં અસામાન્ય આકર્ષણરૂપ નીવડ્યો હતો. એ મોહનશૈલીના સરસ ઇતિહાસના હપતા વિનાના અંકો અમુક સમયે નીકળવાથી તેનાથી મુગ્ધ કોઈક વાચકે લેખકને નનામું પત્તું લખેલું કે એ ગ્રન્થ સત્વર પૂરો જ કરો નહિ તો રખેને કૈંક રાજક–દૈવક થશે તો તમારો ગ્રન્થ ને અમારો રસ અધૂરો ને અધૂરો જ રહી જશે. એ પત્તું પહેલું ડાહ્યાભાઈના હાથમાં આવતાં, એ વાંચીને પોતાના પ્રિય મિત્ર તથા મુરબ્બીને ક્ષોભ થશે એમ જાણી તેમણે એ એચાર દિવસ તો પોતાની પાસે રાખી મૂક્યું ને પછી વાતેવાતમાં એનો ઉલ્લેખ કરી, જ્યારે આપ્યું ત્યારે નવલરામે કહેલું: "ડાહ્યાભાઈ, એ ખરું કહે છે; મારે પુસ્તક પૂરું કરવું જોઇએ". પોતે એ બનાવ પછીના જ અંકમાં અંગ્રેજ પ્રજાની યશોગાથા આગળ ચલાવી હતી.

એ ગ્રન્થયુગ્મના જેવી નડતર 'કવિજીવન'ના માર્ગમાં આવે તેમ નહોતું. એ નર્મદચરિત્ર કવિ ગત થયા તેને બીજે જ વર્ષે, ૧૮૮૭માં, નર્મકવિતાની બીજી આવૃત્તિમાં મૂકવા લખાયું. ચરિત્ર-લેખનની પોતાની ભાવના બરાબર ધ્યાનમાં રાખીને નવલરામે તેમાં શોધ, સત્યતા, વિવેક તથા વર્ણનશક્તિના કીમતી ગુણો ભલી ભાતે મૂર્ત કર્યા. કવિએ પોતે જ એ કાર્ય નવલરામને લગભગ પચ્ચીસી પર સોંપ્યું હતું. એ સોંપણી પછી તેણે લખી છપાવેલી પણ અપ્રકટ 'મારી હકીકત'ને આધારે, પોતે જેને એ સદ્ગત મિત્રના પંડિતશ્રાદ્ધરૂપ ગણ્યું તે 'કવિજીવન' યશોંજલિ લેખે રચાયું—એમની કૃતિઓમાં અગ્રગણ્ય ને સૌથી પરિપક્વ હરે તેવું રચાયું.

૫

વિવેચક તરીકે નવલરામની જે પદ્ધતિ તથા શૈલી પાછલાં પંદર–વીશ વર્ષમાં ઘડાતી આવેલી તે પણ હવે પરિપાક ને ઊંડાણ પામતી ગઈ અને 'શાળાપત્ર'માં તેમ જ અન્યત્ર વાચકવર્ગ તેનો પરિચય પામતો ગયો. તેમણે એ રીતે આ છઆઠ વર્ષમાં જુદે જુદે પ્રસંગે, પોતાના સહજીવીઓમાંથી નર્મદ–દલપતની શૈલીઓને અપ્રમેય કહી પ્રત્યેકનું ખરું સ્વરૂપ, એ યુગને વધુમાં વધુ સ્પષ્ટ દેખાઈ શકે તેટલું, બતાવી આપ્યું; અને જેઓ એ વખતે નવીન ગ્રન્થકારો તરીકે બહાર પડતા હતા તેમના ગ્રન્થોમાંથી સરસ્વતીચન્દ્રને પંડિતાઈભર્યો ને રસમય કહી સત્કાર્યો, કુસુમમાળાનું માધુર્ય, રસિક પાંડિત્ય ને સરળતા પિછાની તેમ જ એના કર્તાના જોડણીનિબન્ધમાંના વિદ્યાબળ તથા સાક્ષરત્વના ઉત્સાહની પણ સવિવેક કદર કરી; ઉપરાન્ત શિષ્ટ ને સુપાત્ર, યુવાન ભાષાન્તરકારો મણિલાલ દ્વિવેદી તથા છગનલાલ પંડ્યાને સમાદર દીધો. એ સિવાય, ગુજરાતી ગ્રન્થકારોના લખાણમાંના (હ. હ. ધ્રુવના 'ચિત્રદર્શન' જેવા) અતિસંસ્કૃતનો જે વિરોધ કર્યો તો એ ભાષા કોઈ સમે બોલાતી હશે કે કેમ એ પ્રશ્ન, લિપિવિચાર, આપણી માતૃભાષાના ઐક્ય તેમ જ એના અભ્યાસની ભારે અગત્યના મહાપ્રશ્નો, સમાલોચનાઓ નિમિત્તે નાટકસ્વરૂપ તથા રંગભૂમિની સુધારણાની ચર્ચા: આ સર્વ વિષયોપરનાં વાચનમનનયુક્ત, ઉત્સાહવંત ને તોય સમતોલતાભર્યાં વિવેચન સુવિશાલ દૃષ્ટિ ને હાર્દગામી શૈલીમાં ઊંડી કર્તવ્યબુદ્ધિપૂર્વક કર્યાં.

એ આઠેક વર્ષનાં વિવિધ પ્રકારનાં સાહિત્યવિવેચનના પ્રમાણમાં બીજા વિષયો પર ઓછું લખાયું, પણ એ છેક ઓછું કે અલ્પઉપયોગી નહોતું. શિક્ષણની પૃથક્, વર્ગ તથા પરસ્પર એ ત્રણ પદ્ધતિઓ, ધ્યાનશક્તિ ને અવલોકનશક્તિનાં સ્વરૂપ તથા પ્રત્યેકના ધર્મો: 'મનની શક્તિઓનું પૃથક્કરણ' એ મનોવ્યાપારના શાસ્ત્રનો સર્વપ્રથમ ધ્યાનપાત્ર ગુજરાતી નિબન્ધ: એવો જ ગુજરાતીમાં

સાથી પહેલો, રસભર ગદ્યમાં નાલન્દા વિદ્યાપીઠનો અપૂર્વ મહિમા ગાતો લેખ; એક પાસ, સંસ્કૃતના વિદ્યાર્થીઓ માટે અભ્યાસપાઠ લેખે તૈયાર કરેલો કેટલાંક પુરાણોમાંની બાબતોનો માત્ર ટિપ્પણરૂપ સારાંશ તો બીજી પાસ એ જ ઉદ્દેશથી કરેલાં ભવભૂતિ, વિશાખદત્ત, શ્રીહર્ષ તથા શૂદ્રકનાં પ્રસિદ્ધ નાટકોનાં રસજ્ઞતાપૂર્વક લખેલાં સવિસ્તર ને સુગમ સારદોહન; યન્ત્રશોધક એડિસન, અષ્ટાવધાની કવિ શંકરલાલ માહેશ્વર તથા ગ્રન્થકાર ગગા ઓઝા વિશેની અવનવી માહિતીવાળી નોંધો તેમ જ ભારતીય કે ગુજરાતી સંસ્કારજીવનના અગ્રણીઓ કેશવચન્દ્ર સેન, ક્રિસ્ટોદાસ પાલ, પોતાના ગુરુ દુર્ગારામ મહેતાજીના પ્રેરક દાદોબા પાંડુરંગ, નર્મદ તથા પં. ભગવાનલાલ ઈન્દ્રજી, દાનવીર શેઠ નવરોજજી ફરદુનજી તથા કાવ્યકૌસ્તુભકાર કવિ ખુલાખીનાં એ વર્ષોમાં નીપજેલાં મરણ વિશે અછડતી ને ઔપચારિક નહિ પણ, એ વિસ્તૃત હોય કે સંક્ષિપ્ત હોય તો પણ લાગણીભરી ને પૂરતા વિષયજ્ઞાનવાળી અવસાનનોંધોઃ આ સર્વ લખાણો પણ, ગ્રન્થવિવેચનોથી જુદી રીતે પરંતુ પોતપોતાની અગત્ય ધરાવનાર એવાં, છેલ્લાં વર્ષોના વિચારક તથા સુપ્રચારક નવલરામના ઉમંગ અને કર્તવ્યનિષ્ઠાનાં માનજનક ઉદાહરણ છે.

# પ્રકરણ અઢારમું

૧

મનુષ્યજીવનના અવસ્થાનુસાર ત્રણ ભાગ[1] સૂચવાયા છે: સંસ્કાર્યમાણ, સંસ્કૃત અને સંસ્કર્તા. એમાંની પહેલી અવસ્થા તે કિશોરની ને યુવાનની, જેમાં તેનું ઉદ્‌બોધ વાંચ્છતું વેદનશીલ ચિત્ત આસપાસના સર્વ સંસ્કારો ઝીલી તેનાથી વત્તે-ઓછે અંશે અમુક કાયમી રંગ, ઘાટ ને વલણ પામતું જાય છે; બીજી તે પ્રૌઢની–ઉક્ત સંસ્કારો પર હેયોપાદેયક્રિયા પ્રકૃતિ નિયમાનુસાર થઈ ચૂકતાં એમાંના જે અંગીકાર થયા હોય તેની દૃઢતા અને સ્થિરતાની; અને ત્રીજી કહેતાં સંસ્કર્તાની જે અવસ્થા તેમાં ઊપલા ક્રમાનુસાર ઉદ્‌બોધ તથા પરિપક્વતા પામેલો મનુષ્ય અન્યના સંસ્કારોના વિધાયકનું મોંઘું પદ વરે છે.

એ ત્રિવિધ ભેદ બહુ સૂક્ષ્મભાવે સ્વીકાર્યા વિના, એ વિશાળ-પણે સ્વીકારી, એમ કહી શકાય કે નવલરામનો સૂરતનિવાસ એમના જીવનનો સંસ્કાર્યમાણ કાળ હતો, અમદાવાદનિવાસ સંસ્કૃત કાળ હતો અને રાજકોટનિવાસ (વિશેષે કરી, ૧૮૮૧થી) સંસ્કર્તા એટલે સંસ્કારવિધાયકનો હોય તેવો કાળ હતો—ભાવનાની દૃષ્ટિએ તેમ જ ચિત્તવિકાસની ને બીજી મહત્ત્વની સાધનસામગ્રીની દૃષ્ટિએ; વધુમાં, વય તથા સાંસારિક સ્થિતિની દૃષ્ટિએ પણ.

સંસ્કર્તાપદે એમ પહોંચેલા એ જીવનભરના સુશિક્ષક તથા સમર્થ પત્રકારે હવે પોતાની પિસ્તાળીશથી બાવનની વયનાં વર્ષો દરમ્યાન ગુજરાત દેશની સાંસ્કારિક ઉન્નતિ સાધવાની નવી મહેચ્છુ આવશ્યક યોજનાઓ ઘડવાના યત્નો કર્યા એ સહજ છે, માનજનક

---

1. શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર (આ. ૨ જી; ૧૮૯૯): પૃ. ૯મું.

છે. નવલરામના એ મનોરથો ને મહેચ્છા જાણી આપણને વિશેષ માન તો એટલા માટે થાય છે કે ધારેલાં કાર્યોની સિદ્ધિ જો પોતે એને પોતાની સકળ શક્તિ અને સમય આપે–નોકરીથી નિવૃત્ત થાય –તો જ સંતોષકર પ્રમાણમાં શક્ય છે એ તેમણે પહેલેથી જ સ્પષ્ટ-પણે જોઈ લીધું હતું. તેથી જ, પેન્શન પર ઊતરવાનો '૮૧ની સાલવાળો ખ્યાલ '૮૩માં ફરી તાજો થયો હતો. બીજું, એમાંના પહેલા ખ્યાલ વખતે તેમણે પોતાની ભાવિ પ્રવૃત્તિના સ્થાનક તરીકે મુંબાઈ જઈ વસવાનો વિચાર કરેલો એ હકીકત પણ અર્થસૂચક છે. 'આર્યમંત્રી' કે 'ગૂર્જરપરીક્ષા' નામનું જે સામયિક પત્ર સ્થાપીને તેની વ્યાપક યોજનાને અંગે નર્મદ, નંદશંકર ને મહીપતરામથી–અંબાલાલ ને લાલશંકરથી માંડી, મનઃસુખરામ કે કીકાણી સુધીના તત્કાલીન ગુજરાતી અગ્રેસરમંડલનો સાથ એ કાર્યમાં મેળવવો હતો તે સામયિક—વળી, મહાત્મા નહિ તો મહાન આત્મા રિપને નવા જ બક્ષેલા સ્થાનિક સ્વરાજ્યના વિકાસ ને સ્થૈર્ય માટે ગ્રામ, તાલુકા, જિલ્લા ને પ્રાંતવાર રાજ્યસભાઓની તેમ જ દેશસમસ્તની મહાસભાની પોતાની ભાવના સંબન્ધી પણ લોકમત જેની દ્વારા કેળવવાનો જ હતો તે સામયિક, મુંબાઈ જેવા સ્થળનાં વાતાવરણ, વ્યક્તિઓ ને સાધનો વિના મનમાની રીતે ચલાવી જ ક્યાંથી શકાય?

એ જ રીતે સંસ્કારપ્રચારના એવા જ ઊંચા ઉદ્દેશથી સારી નાટકમંડળી કે અભિનવ હરદાસ–સંસ્થા આરંભવાની અભિલાષા, વીરચરિત કાવ્યો કે પ્રજાકીય કથાગીતો રચવાની મનીષા, ગ્રન્થ-પ્રકાશનના વ્યવસાયને દેશકાલાનુસાર સંયોજવાની ફરીફરી જાગતી તીવ્રેચ્છા, દેશહિતના જ કાર્યમાં અનુરક્ત રહે તેવા સમર્પણીઓની સંસ્થા કાઢવાની ભાવના–આમાંનું કૈં પણ જ્યાં સુધી પોતે દિવસનો મુખ્ય ભાગ નોકરીની ફરજોને આપે અને રાજકોટ જેવે અલગ સ્થળે રહે ત્યાં સુધી હાથમાં લેવું યોગ્ય લાગ્યું નહિ અને તેથી લેવાનો પ્રસંગ કદી આવ્યો નહિ.

૨

નવલરામ એમ કદી પેન્શન લઈ શક્યા નહિ કેમ કે ૧૮૮૮માં એને માટેની જે અરજી તેમણે કરેલી તે મંજૂર થઈને આવે ત્યાર પહેલાં તો એ જ વર્ષમાં તેમનો કાળ થયો: અને રાજકોટ છોડી શક્યા તે પણ એમના છેલ્લા મંદવાડનો પહેલો હુમલો થઈ ગયા પછી જ.

પણ એ બંને બનાવો નજીક આવતા ગયા તેમ એમનું આન્તર-જીવનવિષયક મનોમન્થન વધતું ગયું ને કોઈ વાર ખાનગી નોંધપોથીનાં પૃષ્ઠો પર ઊતરવા પણ માંડ્યું. તેમાં પોતે ૧૮૮૨ જેટલું વહેલું લખ્યું હતું:

"હે પ્રભો, મારો આત્મા આમ કેમ ખિન્ન થાય છે? મને એમ લાગે છે કે હું failure છું–નોકરીના કામમાં તેમ જ સર્વ પ્રકારે ગ્રંથકાર કે પંડિતપણામાં પણ ફતેહ–"

અધૂરું જ રહ્યું છે એ વાક્ય. એ પૂરું થયા વિના પણ આપણે સમજી શકીએ છીએ કે એવા શોકભાવના મૂળમાં હૃદયદૌર્બલ્યવાળી ઊર્મિલતા નહોતી પણ પોતાના લાંબા સમયથી પોષાયલા દ્યુતિમાન ઉચ્ચગ્રાહને અપૂરતા પ્રમાણમાં જ પહોંચાયાનો અસંતોષ હતો. જો શોકભારે તેમના હૃદયને દુર્બળ બનાવવા માંડ્યું હોત તો એ વર્ષ પછીની એમની સતત સાહિત્યપ્રવૃત્તિ થઈ હોત નહિ કે ઓછી જ થઈ હોત ને પૂર્વોક્ત મોટીનાની યોજનાઓના અંકુર સુદ્ધાં હૃદયમાં ફૂટત નહિ.

મનહૃદય વિદ્યાવિષયોમાં, લેખનપ્રવૃત્તિ કે યોજનાવિચારમાં, એમ જાણે વારાફરતી ખેદ ને ચાંચલ્ય અનુભવતાં તો અન્તરાત્મા પોતાના ગહનતર વિષયમાં સુપ્ત કે શાન્ત નહોતો. આયુષ્યના અન્તિમ વર્ષમાં એ અન્તઃપ્રવૃત્તિ એમને કલ્પનાતરંગે ચઢાવતી, મન્થનને સંવેગી અને ઊંડું કરતી. હવે તેમને પોતાનું દિવાસ્વપ્નમય જીવન જ સાચું ભાસતું; મન ઘરડું થયું કે શું, એની સામે શું લાચાર છું, એવા પ્રશ્નો ય ઊઠ્યા કરતા; આ તે પ્રવૃત્તિશીલ મન ઓછી પ્રવૃત્તિને કારણે સુન્ન પડતું

જાય છે કે આ તો હશે યોગીની પ્રશાન્ત નિવૃત્તિ જ, જે એકમાત્ર વાસ્તવિક જીવન છે, ખરું જીવન છે? ... ...

અન્તઃકરણને દિનરાત ઘેર્યા કરતાં એવાં આન્દોલન પણ કોઈ કોઈ વાર પત્રસ્થ થતાં:

"My nature is વેદાન્તી. ચિન્મય જ સત્‌વસ્તુ દેખે છે. તે તે કેમ વેદાન્તી ન હોય? શું યોગ સાચો છે?"

એમાંથી કોઈ વાર આત્મપરીક્ષા વધારે નિખાલસ બનતી ને પોતાનો ક્રેઝ, અનિયમિતપણું, હાનિકર ટેવો ઇત્યાદિનો મન સાથે એકરાર થતો; દ્રવ્યજાળથી મુક્ત થવા ઇચ્છા દર્શાવાતી; ચિન્મય સ્વરૂપ ને સાંસારિકતાનું સ્વરૂપ એ બંને શું સાચાં? સંસાર ને તેના અનુભવો પણ શું એક પડ જેવાં, આત્માનાં આવરણ, નહિ હોય?—

"શું ત્રિવિધ કોષ આ થયો? પંચકોષ પણ કાં ન ખરા હોય? I am getting a real theosophist now. My feelings are naturally of that order....Am I સ્વાર્થી? એ પણ એક પડ હશે અને તે પાર હું જોઉં છું. શું એ self-knowledge આપે છે?-ત્યારે મોક્ષવલ્લરી ખરી જ...My sensual nature has sunk in the intellectual element of soul."

૩

વરસ ૧૮૮૭નું ને તારીખ ડિસેમ્બરની પચીસમી. વખત બપોરના બેનો પણ ઠંડી એટલી લાગતી હતી કે ટેબલ પાસે બેસી લખતા, ગરમ ખમીસ, હાફકોટ ને મોજાંથી ઢંકાયલા ને એની પર શાલ પણ ઓઢેલા નવલરામનું ધ્યાન લખાણમાં નહિ તેટલું જાણે ઠંડીથી ધ્રૂજવામાં રોકાયલું હતું.

લખાણ જે ચાલતું હતું તે બહુ અગત્યનું નહોતું ને આવતા વર્ષમાં સગવડે છાપવાનું હતું. આ તો, પરમ દિવસે રજા પડતાં જ વાંચવા માંડેલ પુસ્તક કાલ રાતે પૂરું થયું હતું તેની ટૂંકી નોંધ

તુર્તાતુર્ત લખી રાખી હોય તો પછી એને સંભારવું નહિ, માટે લખવાનું શરૂ કર્યું હતું. 'અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો' એ મથાળું બાંધી, પહેલી પાંચ–છ લીટીમાં મૂળ અંગ્રેજી પુસ્તકની લેખક મિસિસ ફ્રોસેટની ટૂંકી ઓળખ આપી, તેના એ વિષયના નાના પુસ્તકનો ઉલ્લેખ કરી, આગળ ચલાવ્યું:

"તેને આધારે આ પુસ્તક આપણા તરૂણ વિદ્વાન મિ. ચીમનલાલ હરિલાલ સેતલવાડ બી. એ. એલએલ. બી. અને મુંબઈની હાઈકોર્ટના વકીલે રચી હાલ પ્રગટ કર્યું છે, તે જોઈ—" અહીં લખનારના મોંમાંના પાનનો કૂચો ટેબલ પરની પીકદાનીમાં કઢાયો— "અમે ઘણા રાજી થયા છિયે." એક ખાટો ઓડકાર, પછી ગચરકો; પાણીનો કોગળો; એ થોડું પીધું; તૈયાર જ પડેલી તમાકુ સહિતની પાનપટ્ટી મોંમાં; પછી—"આ પુસ્તક રચવાનું માન ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીને છે. એણે જ પ્રથમ ઇનામ આપી રાવબહાદુર અંબાલાલ સાકરલાલ પાસે મિલ જેવા"—ફરી ગચરકો; આ વખતે મોટો; ફરીથી કૂચાનું વિસર્જન; ફરીથી કોગળો, જલપાન, પટ્ટી;—"સર્વોપરિ અર્થવેત્તાને આધારે એક પુસ્તક રચાવ્યું હતું, અને તે પુસ્તક જોઈએ તેવું—"

એકાએક લખનારે ખુરસી છોડી; ઊઠતાંવેંતના મોં ફેરવી ચોકની બારીમાંથી અવાજ જાય તેમ બૂમ મારી "મણિ...! ધીમત...!" એ કોઈ આવી પહોંચે ત્યાર પહેલાં તો તેણે ખૂણામાંની ચોકડીએ ધસી જવું પડ્યું ને ત્યાં થઈ વાંતી—પહેલાં જરા વાર એમ ને એમ, પછી તુર્ત—તેમાં લગભગ તપેલું ભરાય તેટલા લોહીના ગઠ્ઠા નીકળ્યા ... ... ...

૪

સમય અર્ધા કલાક પછીનો. ખાટે સૂતેલા પતિની પાસે બેઠેલાં ગભરાયલાં મણિગૌરી મનમાં ને મનમાં કૈંક બાધાઆખડી રાખતાં "શિવ–હરિ ! શિવ–હરિ !" કરતાં હતાં; આવું શાથી થયું હશે તે

જાય છે કે આ તો હશે યોગીની પ્રશાન્ત નિવૃત્તિ જ, જે એકમાત્ર વાસ્તવિક જીવન છે, ખરું જીવન છે? ... ...

અન્તઃકરણને દિનરાત ઘેર્યા કરતાં એવાં આન્દોલન પણ કોઈ કોઈ વાર પત્રસ્થ થતાં:

"My nature is વેદાન્તી. ચિન્મય જ સત્વસ્તુ દેખે છે. ને તે કેમ વેદાન્તી ન હોય? શું યોગ સાચો છે?"

એમાંથી કોઈ વાર આત્મપરીક્ષા વધારે નિખાલસ બનતી ને પોતાનો કેફ, અનિયમિતપણું, હાનિકર ટેવો ઇત્યાદિનો મન સાથે એકરાર થતો; દ્રવ્યજાળથી મુક્ત થવા ઇચ્છા દર્શાવાતી; ચિન્મય સ્વરૂપ ને સાંસારિકતાનું સ્વરૂપ એ બંને શું સાચાં? સંસાર ને તેના અનુભવો પણ શું એક પડ જેવાં, આત્માનાં આવરણ, નહિ હોય?—

"શું ત્રિવિધ કોષ આ થયો? પંચકોષ પણ કાં ન ખરા હોય? I am getting a real theosophist now. My feelings are naturally of that order....Am I સ્વાર્થી? એ પણ એક પડ હશે અને તે પાર હું જોઉં છું. શું એ self-knowledge આપે છે? ત્યારે મોક્ષવલ્લરી ખરી જ...My sensual nature has sunk in the intellectual element of soul."

૩

વરસ ૧૮૮૭નું ને તારીખ ડિસેમ્બરની પચીસમી. વખત બપોરના બેનો પણ ઠંડી એટલી લાગતી હતી કે ટેબલ પાસે બેસી લખતા, ગરમ ખમીસ, હાફકોટ ને મોજાંથી ઢંકાયલા ને એની પર શાલ પણ ઓઢેલા નવલરામનું ધ્યાન લખાણમાં નહિ તેટલું જાણે ઠંડીથી ધ્રૂજવામાં રોકાયલું હતું.

લખાણ જે ચાલતું હતું તે બહુ અગત્યનું નહોતું ને આવતા વર્ષમાં સગવડે છાપવાનું હતું. આ તો, પરમ દિવસે રજા પડતાં જ વાંચવા માંડેલ પુસ્તક કાલ રાતે પૂરું થયું હતું તેની ટૂંકી નોંધ

તુર્તાતુર્ત લખી રાખી હોય તો પછી એને સંભારવું નહિ, માટે લખવાનું શરૂ કર્યું હતું. 'અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો' એ મથાળું બાંધી, પહેલી પાંચ–૭ લીટીમાં મૂળ અંગ્રેજી પુસ્તકની લેખક મિસિસ ફ્રોસેટની ટૂંકી ઓળખ આપી, તેના એ વિષયના નાના પુસ્તકનો ઉલ્લેખ કરી, આગળ ચલાવ્યું:

"તેને આધારે આ પુસ્તક આપણા તરૂણ વિદ્વાન મિ. ચીમનલાલ હરિલાલ સેતલવાડ બી. એ. એલએલ. બી. અને મુંબઈની હાઈકોર્ટના વકીલે રચી હાલ પ્રગટ કર્યું છે, તે જોઈ—" અહીં લખનારના મોંમાંના પાનનો કૂચો ટેબલ પરની પીકદાનીમાં કઢાયો—"અમે ઘણા રાજી થયા છિયે." એક ખાટો ઓડકાર, પછી ગચરકો; પાણીનો કોગળો; એ થોડું પીધું; તૈયાર જ પડેલી તમાકુ સહિતની પાનપટ્ટી મોંમાં; પછી—"આ પુસ્તક રચવાનું માન ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીને છે. એણે જ પ્રથમ ઇનામ આપી રાવબહાદુર અંબાલાલ સાકરલાલ પાસે મિલ જેવા"—ફરી ગચરકો; આ વખતે મોટો; ફરીથી કૂચાનું વિસર્જન; ફરીથી કોગળો, જલપાન, પટ્ટી;—"સર્વોપરિ અર્થવેત્તાને આધારે એક પુસ્તક રચાવ્યું હતું, અને તે પુસ્તક જોઈએ તેવું—"

એકાએક લખનારે ખુરસી છોડી; ઊઠતાંવેંત મોં ફેરવી ચોકની બારીમાંથી અવાજ જાય તેમ બૂમ મારી "મણિ...! ધીમત...!" એ કોઈ આવી પહોંચે ત્યાર પહેલાં તો તેણે ખૂણામાંની ચોકડીએ ધસી જવું પડ્યું ને ત્યાં થઈ વાંતી—પહેલાં જરા વાર એમ ને એમ, પછી તુર્ત—તેમાં લગભગ તપેલું ભરાય તેટલા લોહીના ગઠ્ઠા નીકળ્યા ... ... ...

૪

સમય અર્ધા કલાક પછીનો. ખાટે સૂતેલા પતિની પાસે બેઠેલાં ગભરાયલાં મણિગૌરી મનમાં ને મનમાં કૈંક બાધાઆખડી રાખતાં, "શિવ–હરિ ! શિવ–હરિ !" કરતાં હતાં; આવું શાથી થયું હશે તેની

ચિન્તામાં હતાં; પતિને અકાળે સૂવા ઊઠવાની, ખાલી પેટે સવારમાં લોટો પાણી પી જવાની, થોડુંજ જમવાની, અતિઘણાં પાનતમાકુની ટેવો ન હોત તો કેવું સારું એમ પણ, તેને માથે હાથ રાખી બેઠેલાં, તે ઇચ્છતાં હતાં. બી. એ. ભણતો પુત્ર નાતાલની રજાને લીધે અહીં છે એટલું સારુંને, એ વિચારે તેમનો ગભરાટ જરા હળવો પણ બન્યો.

તેમણે તો દાક્તર બોલાવવાનું ક્યારનું કહેલું પણ નવલરામે ના પાડી હતી. ધીમતરામે એ જ સૂચના ફરી કરતાં જવાબ મળ્યો: "ના, એ વાત જ હમણાં નહિ. ને હવે જરા રાહત પણ છે. પણ તું એક કામ કર. ડાહ્યાભાઈને અરજંટ તાર કરી આ ખબર આપી દે. એ છોકરો આવશે ને કહેશે તેની જ દવા લઈશ. ત્યાં સગી હરિનું નામ." અને તેમણે, પેટમાં ઊપડેલો દુખાવો વધતો હતો તેને નહિ ગણકારતાં ધીરગંભીર સ્વરે જપવા માંડ્યું "હરિ ૐ! હરિ ૐ ..."

એવામાં તુર્તના જ નાતાલની રજામાં અમદાવાદ ગયલા ડાહ્યાભાઈ ત્રીજે દિવસે—એ વખતે હજી વઢવાણથી રાજકોટ સુધી રેલવે નહિ તેથી એટલો રસ્તો બનતી ઝડપે ટપાલના ટાંગામાં કાપી, જીવ તાળવે ચોંટેલો એવી મનોદશામાં—આવ્યા. તેમણે તુર્ત જ રાજકોટના બે મોટા યુરોપિયન ડૉકટરોની—કેમ્પના કર્નલ મેયર તથા સિવિલ સર્જન કર્નલ બાર્કરની—સારવાર હેઠળ કેન્સરથી પીડાતા નવલરામને મૂક્યા. એવા નિષ્ણાત ડૉકટરોની સલાહ ને દવા, ડાહ્યાભાઈએ કુશળતાથી કરેલી માવજત તથા પત્ની ને પુત્રની દિવસરાતની ચાકરી—આ બધું છતાં રોગ હઠ્યો નહિ. સૌ મૂંઝાવા લાગ્યાં.

આઠેક દિવસ એમ ગયા પછી માંડ કરી થોડીક સ્વસ્થતા રોગીને લાગી. એ વખતે, ડાહ્યાભાઈની ઇચ્છા અને આગ્રહથી કૉલેજ-કંપાઉન્ડમાંના વધારે હવાઉજાસ તથા સગવડવાળા તેમના મકાને નવલરામ કુટુંબ સાથે ગયા. ત્યાં બીજા લાભ ઉપરાંત મોટી ધરપત

એ હતી કે—કુટુંબમાં તો પુરુષવર્ગનું પુખ્તવયી કોઈ નહિ એટલે-ડાહ્યાભાઈ બધો વખત નજીક ને નજીક.

એ મકાનમાં અઢી કે પોણાત્રણ માસ સૌએ ગાળ્યા. એટલા સમય દરમ્યાન દર્દીની તબિયતમાં સુધારો તો કહેવા જેવો ન થયો તેમ બગાડો પણ નહોતો. આ સ્થિતિનો લાભ લઈ નવલરામે સવારે સવારે પોતાનાં થોડાં અધૂરાં હતાં તે લખાણો ડાહ્યાભાઈને પાસે બેસાડી પૂરાં કરાવી–લખાવી–દીધાં.

કર્તવ્ય બજાવ્યાના એ સંતોષે તેમ જ એકંદર આરામે તત્કાળ તો રોગ વધતો અટકાવ્યો એટલે, મણિગૌરી તથા ધીમત સાથે, વૃદ્ધ પિતા હતા ત્યાં વતનમાં જવાની ઇચ્છા પોતાને થઈ. એ અમલમાં મૂકવાની બધી તૈયારી ડાહ્યાભાઈએ કરી આપી; તે વઢવાણ સુધી સૌને વળાવવા ગયા; અને, નવલરામમામાને હવે ફરી મળાશે કે નહિ એ વિચારે મૂંઝાતા, ભારે હૈયે રાજકોટ પાછા ગયા.

## પ્રકરણ ઓગણીસમું

૧૮૮૮ના ઓકટોબરના ત્રીજા અઠવાડિયામાં એક દિવસે નમતે પહોરે સૂરતના કેળાંપીડમાંના નવલરામના ઘરના માળ પરના ભાગમાં એમના જમાઈ નરભેરામ, વિજયાશંકર અને ડાહ્યાભાઈ થોડી વારથી વાત કરતા બેઠા હોય છે.

ડાહ્યાભાઈ: "એ વાત તો અમારે રાજકોટમાં જ થઈ હતી કે ઉનાળો પાસે આવે છે માટે એ વખતે તો ડુમસ જવું; તાપનો ત્રાસ નહિ ને હવાફેર પણ થાય."

નરભેરામ: "હા. ને ત્યાં હતું પણ ઠીક. તબિયતે ફરી ઉથલો ખાધો તે જુનમાં અહીં આવ્યા પછી. અહીં તો પૂરા બે માસ પણ ન કાઢ્યા."

વિજયાશંકર: "ને એમની પછી લક્ષ્મીરામજીએ મહિનો કાઢ્યો તે ન કાઢ્યા જેવો. એમને માથે તો જાણે વજ્ર પડ્યું"

નરભેરામ: "એવું સ્તો. ડોસા પુત્ર ખોયા પછી વારંવાર આંસુભરી આંખે સૌને મોઢે કહેતા—'મરવા જેવડો તે હું કે મારો નવલ?' વળી કહે: 'એની લાગણી ને પૂજ્યવૃત્તિ પણ કેટલી! બીજા છોકરાં માટે દોલત મૂકે; આણે બાપ માટે પણ પાંચ હજાર મૂક્યા—સારું વ્યાજ આવ્યા કરે તેવા.'"

વિજયાશંકર: "એમાં પણ કેવી દીર્ઘદૃષ્ટિ! મનથી એમ કે પોતે અકાળે જાય તો વૃદ્ધ પિતાને કોઈની પણ ઓશિયાળી ભોગવવી ન પડે."

ડાહ્યાભાઈ: "એમસ્તો. અને લક્ષ્મીરામજીને તો દુઃખ વેઠવું ને જોવું માંડેલું તે મિથ્યા કેમ થાય. બાકી મામા પોતે તો કેટલા ભાગ્યશાળી! જીવનભર સરસ્વતીની કેટલી સરસ સેવા કરી, ઊંચી

પ્રતિષ્ઠા પામ્યા અને ધનસંચય પણ ઠીક કર્યો—કહે છે કે વિદ્યાના ઉત્તેજન માટે પણ કૈંક કાઢતા ગયા છે ?"

નરભેરામ : "હા, ત્રણ હજાર. મુંબઇમાં કારીગરીનું ઇન્સ્ટિટ્યુટ નીકળે તેમાં સ્કૅાલરશિપ આપવાની છે."

ડાહ્યાભાઈ: "હં. અને મૃત્યુ પણ સુધાર્યું."

વિજયાશંકર: "ખરેખર સુધાર્યું. હું તો મુંબઈ હતો–કવિ ને વળી મલબારીશેઠ પણ વારેવારે કાગળમાં આગ્રહ કરતા એટલે જુલાઈમાં જ ગયલો–પણ નરભેરામજી કહે છે કે કોઈ સન્તપુરુષ દેહ છોડે તેવી શાન્તિ અને આનન્દ અનુભવતાં આંખ મીંચાઈ—બધી તૈયારી પૂરેપૂરી કરીને."

નરભેરામ: "પૂરી તૈયારી, બધી રીતે પૂરી. ત્રણ દિવસ અગાઉથી જ પોતાને સૂઝી ગએલું કે હવે અન્તકાળ દૂર નથી. એટલે પિતાને પેલી રકમની સરકારી નોટો સોંપી તે જ દિવસે–વાર કયો હતો ? રવિ–હા, રવિવાર ને પાંચમી તારીખે જ બાળકોને ભાવપૂર્વક ને ધૈર્યથી ઘટતી શિખામણ આપી દીધી હતી. સોમ કૈંક ઠીક ગયો એટલે અમને તો એવી આશા પણ પડેલી કે તુર્તમાં કૈં નહિ થાય ને એ સુધારો ચાલુ રહેશે તો સારું થવા માંડશે. પણ એ નિર્માયું જ નહોતું ..." અટકે છે. સાંભળનાર બંને ચિત્રવત્ છે. "મંગળની સવારે જ પાછી સુસ્તી વર્તાવા માંડી, બપોરે ઊલટીમાં ખૂબ લોહી પડ્યું એટલે દાકતરને તેડાવ્યા, પોતે તેમને આ આપણી છેલ્લી મુલાકાત છે એમ કહ્યું પણ ખરું ને – એ સાચું પડ્યું." ફરી અટકે છે, આંખ લૂછે છે: "રાત્રે સાડાનવ–દસે અમે બંને એકલા હતા ત્યારે મને સૌથી છેલ્લું કામ સોંપ્યું કે તેમની અંતઘડી સંભાળી લેવામાં મારે તેમને સહાય થવું – પ્રાણ છૂટ્યા પહેલાં તેમની કને કોઈ રોકકળ કરે નહિ ને તેમના ઈશ્વરસ્મરણમાં ભંગ પાડે નહિ એવી ગોઠવણ કરવી; નહિ તો, કહે, 'મારી આખરની વખતે મારે મારા ઈશ્વર પ્રત્યે જે ધર્મ બજાવી લેવાનો તેમાં હું ચૂકી જઈશ.'"

વિજયાશંકર: "કેટલો સંસ્કારી આત્મા!"

ડાહ્યાભાઈ: "ખરેખર."

નરભેરામ: "એ સંસ્કાર છેવટ લગી ઉજ્જવલ રહ્યા તે એમનું સદ્ભાગ્ય. પછી મેં મણિબાને બીજા ઓરડામાં જઈ બધી વાત કરી ત્યારે એમણે તો રડવા જ માંડ્યું ને—"

ડાહ્યાભાઈ: "એમાં નવાઈ પણ શી? મામા પર એમને અખૂટ પ્રીતિ હતી, આખા ય આડત્રીશ વર્ષના ઘરવાસ સુધી."

નરભેરામ: "એટલે એમનું તો દુઃખ ક્યાંય માય નહિ ને ઘરેણાં પણ પોતે ઝટઝટ ઉતારી નાંખ્યાં."

બંને સાંભળનારનાં મોં પર વિશેષ ગ્લાનિ છવાય છે.

નરભેરામ (પ્રયત્નપૂર્વક સ્વસ્થ બની): 'એમને મેં બનતી ધીરજ આપી એટલે જેમતેમ કરી છાનાં રહ્યાં ને બહાર આવી પલંગ પાસે બેઠાં. જરા રહી ઊભાં થયાં.

"આ વખતે સાડાઅગિયાર તો થઈ ગયા હતા. હવે તો સૌએ યથાશક્તિ પ્રભુમાં ચિત્ત પરોવી રહેવાનું જ હતું. અમે બેઉ હતાં, પલંગના ઓશીકાવાળી બાજુ જરા દૂર લક્ષ્મીરામજી ભીની આંખે ધ્રૂજતા ઊભા હતા, ધીમંત ને એની બહેન પણ નીચે મુખે સાદડી પર ઊભાં હતાં.

"પોતે બે દિવસ પર સૌને કહેલું તે ફરી કહ્યું; અપરાધ થયો હોય તો ક્ષમા માગી લીધી; અમારે કૈં કહેવું હોય તો પૂછ્યું. કોઈ બોલ્યું નહિ એટલે પોતે બોલ્યા:

"'ચાલો હવે ઈશ્વરસ્મરણ કરીએ. નરભેરામ, Now be on your guard.... સચ્ચિદાનન્દ! દીનબન્ધુ! દીનાનાથ!' પછી બે પળ પ્રાર્થના મનમાં થઈ ને અન્તના ઉદ્ગાર સંભળાયા: 'આનન્દ! આનન્દ! આથી તે વળી બીજો કયો આનન્દ? હે પ્રભુ! તું જાણે છે કે મેં મારા જન્મપર્યંત કૈં પણ એવું કામ નથી

કર્યું કે હું તારી કૃપાને પાત્ર ન થાઉં—માટે ગો પ્રભુ ! આ મારો હાથ પકડ. '

" પછી તો વાર ક્યાંથી લાગે ? ઈશ્વરસ્તવન એકાગ્ર ચિત્તે ચાલુ જ રહ્યું, શબ્દો ગે ને ગે રીતે બોલ્યા, જમણો હાથ ઊંચો થઈ પાછો પડ્યો અને શરીરને ત્રણ આંચકા આવ્યા. આંખો તો બંધ હતી જ ને શ્વાસ પણ ક્ષણવારમાં બંધ થઈ ગયો."

# પ્રકરણ વીસમું

પખવાડિયા પછી ડાહ્યાભાઈ સૂરતથી રાજકોટ બાજુ જતાં બે દિવસ વડોદરે પોતાના પ્રિય મિત્ર હરિલાલ ધ્રુવને ત્યાં રોકાયા એ રાજ્યના એ મોટા અમલદાર જૂના સરકારવાડા પાસેની એક પોળમાંના હવેલી જેવા વિશાળ કુશાદે મકાનમાં રહેતા હતા. એની સેંકડો ચોરસ ફૂટની લાગે તેવડી અગાસીમાં સામસામે છત્રીપલંગે અઢેલીને, મુલાકાતની આ પ્હેલી રાત્રે બંને જણ પ્રત્યેકના મનમાં એ સમયે જે એક જ વિષય સૌથી ઉપર ને આગળ તરી આવતો, તેની વાતે ચઢ્યા હતા.

હરિલાલ: "એવા આપણા friend, philosopher and guide તે હતા. એ નવલરામભાઈ હતા ન હતા થઈ ગયા."

ડાહ્યાભાઈ: "કાળચક્ર તો સૌને માથે છે ને? પણ દસકો વધુ કાઢ્યો હોત તો કેવું સારું! મારે તો રાજકોટમાં એક ને એક મોટી ઓથ ગઈ. એવું અકારું થશે હવે તો ત્યાં રહેવાનું!"

હરિલાલ: "હોય, કેમ કરીએ? કુદરતમાં જોઈએ છીએ તે મનુષ્યજીવનમાં પણ છે જ ને?" પોતાના એક પ્રકૃતિકાવ્યની પંક્તિઓ પ્રસંગોચિત રીતે ઉચ્ચારે છે:

"જે ચાંદલાનું મધુરૂં મુખડું નિહાળ્યું,
તે ચન્દ્રનાં કિરણનું કરમાવું ભાળ્યું."

ડાહ્યાભાઈ: "તમે એ ગાઓ છો ને મને સૂરતના દિવસો યાદ આવે છે: એ પણ અગાસી: ત્યારે ય ચન્દ્ર—આ ને આ જ; આપણે કેવા મોડી રાત સુધી ભાંગની ખુમારીમાં એક બીજાનાં કાવ્યો લલકારતા—

કામકાજ સૂઝે નહિ, મન પ્રેમે મશગુલ,
તું મુજ સુન્દર ગીતડું, હું તારૂં બુલબુલ...

હરિલાલ: "'પ્રેમનો બંદો.' તમે એ કાવ્યમાં ગઝલ ને સાખીનું મિશ્રણ કેટલું રુચિર બનાવ્યું છે."

ડાહ્યાભાઈ: "એમાં જે કૈં પ્રેરણા કે સ્વારસ્ય હોય તે નવલરામજીના જ સહવાસનો પ્રતાપ. ... એવા એ કાવ્યવિનોદની મોજ. એ ગઈ હવે. સંસારસુધારાની પણ કેટલી ચર્ચાઓ થતી."

હરિલાલ: "થતીસ્તો. મને યાદ છે. બાશીની સાલ એ. સૂરતમાં પ્રજાહિતવર્ધક સભા આપણે—"

ડાહ્યાભાઈ: "આપણે નહિ, તમે જ. તમે ત્યાં રહેતા; અમે સૌ તો આવતાંજતાં પંખેરુ હતાં."

હરિલાલ: "તો એમ. મુંબાઈમાં કવિએ સુધારાને જાણે નામુકર ગયલો ઠરાવી, જોરશોરથી એવામાં જ ફરીથી પણ જુદી રીતે છાપે ચઢાવી મૂકેલોને?"

ડાહ્યાભાઈ: "એવામાં જ. પણ એમને મામા છેવટ સુધી બરાબર સમજી શકયા. ને તેમનો પોતાનો સુધારો પણ—"

હરિલાલ: "કેમ અટકયા?"

ડાહ્યાભાઈ: "ના. બીજું કૈં નહિ. કમળા તો હવે સુખી છે એનો આપણને સૌને આનન્દ જ હોય પણ—"

હરિલાલ: "પણ બાળલગ્નનિષેધના અગ્રણીએ જ દીકરીનાં લગ્ન કરતાં સિદ્ધાન્તને શિથિલ કરવો પડ્યો એમ–ને?"

ડાહ્યાભાઈ: "હા. પણ બીજો ઉપાય જ કયાં હતો? વળી બીજી એક ગેરસમજ પણ થયલી જ ને? સરકારની મદદથી પણ મલબારી બાળલગ્ન અટકાવવા ઇચ્છે છે એ મામાને તો હમેશ જ અયોગ્ય લાગ્યું હતું. એ વિષય પર શાળાપત્રમાં મલબારીની પત્રિકા વખતે લખેલું જ પણ એવામાં–ચાર વરસ થયાં, ચોરાશીની સાલની વાત–એ અતિઉત્સાહી સુધારકને રાજકોટથી પત્ર લખી એમના વિચારો માટે અભિનન્દન આપેલાં, તેમ, સરકારમદદ લેશો તો દેશીઓમાં ભાગલા પડશે એવી ચેતવણી પણ વિચારોનો અમલ કરવા અંગે આપી હતી; વળી, પોતે આ વિષયનો સુધારો કેટલા બગ

દિલથી ઇચ્છે છે એ સાબિત કરવા, ત્યારે ૫ દસકા ઉપરની થઈ ગએલી તે 'બાળલગ્નબત્રીશી' તેમને મોકલી હતી."

હરિલાલ ઊઠી, ઊભા થઈ ભીંત પાસેના કૂજામાંથી રૂપાના પ્યાલામાં પાણી કાઢે છે, પૂછે છેઃ "આપું કે?" જવાબમાં "હા, લાવો" સાંભળી, આગળ આવી પ્યાલો આપતાં "કેવી મીઠી લહેકી વાય છે? તમારા રાજકોટમાં આવી મજેની હવા ખરી કે?"

ડાહ્યાભાઈ (ખાલી પ્યાલો આપતાં): "આવી નહિ ને આથી સરસ. સૂકી હવાનો પવન પણ નીરોગી જ હોય ને? અમે તો રાતની રાત ત્યાં પણ અગાસીમાં જ ગાળતા. ત્યાંનો એક પ્રસંગ સાંભરે છે" કહેતા ખડખડાટ હસી પડે છે.

હરિલાલઃ "નવલરામજીનો જ કે?"

ડાહ્યાભાઈઃ "ના અને હા, કેમ કે પોતે તેમાં પાત્ર નહોતા, સહૃદય પ્રેક્ષક હતા."

તેમણે એ પ્રસંગ ઇઝીચેર પર પગ લંબાવી સામે બેઠેલા હરિલાલને વર્ણવી સંભળાવ્યો.

ડાહ્યાભાઈ: "હું રહું છું કૉલેજના કંપાઉન્ડના જ બંગલામાં. ત્યાં ખુરશીઓ નાંખી એક દહાડો સાંજે હું ને મણિમામી બેઠાં હતાં: પાસે છોકરાં રમતાં'તાં. મામાને આવવાને થોડી વાર હતી એટલામાં કૉલેજની વીશીનો નોકર રામજી ત્યાં આવી, ઓસકાતો ઓસકાતો મામીને પગે પડ્યો ને કહે, 'બા, આ ડાયાભાઈશા'બ કે'છ મને શંશકરત આવડી ગ્યું. તે બા, કૉલેજના શાસતરી રજા પર જવાના છ, એને બદલે, બા, મારી નિમનોક મોટા શા'બ નાં કરે? ને બા, તમે જરા અટલી ભલામણ નૈં કરો?' બધો તાલ પહેલેથી ગોઠવેલો એટલે મેં મામી ભણી જોઈ જ્યારે ઉમેર્યું 'હા, રામજી સંસ્કૃત શીખી ગયો છે' ત્યારે તુર્ત તેણે '**मोदकान् शवादन्ते वामणाः**' ઉચ્ચાર્યું — અમે બંને હસ્યાં. મામા એટલામાં આવી પહોંચ્યા: તેમને પણ પહેલેથી બધી ખબર; એટલે

મામીએ તો પેલાને 'લેને, તું કેહતો હોય તો હમણાં જ કેહી દઉં' કરી પ્રિન્સિપલસાહેબને વિનવ્યા કે શાસ્ત્રીજી રજા પર જાય કે તુર્ત રામજીને ત્યાં નીમી દેવો ને સાહેબે પણ મરકતે મુખે 'ઠીક છે, જોઈશું' કહ્યું એટલે તો રામજીભાઈ શાસ્ત્રીનો હરખ માય-સમાય શાનો? તેઓ તો, અમારે થોડા દિવસ પછી રજામાં આ બાજુ આવવાનું થયું ત્યારે (દરમ્યાન તેમણે નવા સંસ્કૃત શબ્દો ગોખી લીધેલા ને સૌ સાંભળે તેમ પોતાની રીતે બોલ્યે રાખતા) ત્રણ માઇલ પરના લાલપરી સુધી વળાવવા આવેલા; આમ જૂની જેમ એ વળગ્યા રહ્યા એટલે છૂટા પડતાં મામાએ તેને 'જો શાસ્ત્રીજી રજા પર જશે તો તને જરૂર યાદ રાખીશું' એટલું વચન તો આપવું પડેલું. તે ગયા પછી મને ખોટુંખોટું ખીજ્યા ખરા, "તમે પણ શું તોફાન કરો છો!" કહીને; પણ તેમણે આખાય episodeમાં આનન્દ તો લીધો હતો."

હરિલાલ: "એ તો લે તેવા જ હતા. 'સેન્સ ઑફ હ્યુમર' એમની સાચેસાચી હતી."

ડાહ્યાભાઈ: "તેથીસ્તો હાથ હેઠળના માણસ પર નાના કે સાધારણ વાંક માટે તેમણે ક્રોધ કર્યો નથી કે ધડ દઈને સજા તેને કરી બેસતા નહિ. મારી જાણમાં તો એક જ મદદનીશને તેમણે ગંભીર ગુના માટે પાયરી ઉતાર્યાનું છે: કેટલાકે તેનું ખીસું ભારે કર્યું હશે એટલે તેણે પરીક્ષાપત્રકમાં જ્યાં ચોકડી હતી ત્યાં ચોગડા કરી બાજુમાં મીંડાં મૂકી દીધેલાં: એના સામે વહેમ આવ્યો; મૂળ પત્રક જોવાયાં; તે પકડાયો: એ જ વખતે તેણે નવલરામજીના હાથમાંથી પત્રક ઝૂંટવી ફાડી નાંખ્યું ને ચાવી ખાધું! પછી એની રીતસર તપાસ થવી જોઈએ તે કર્યા બાદ તેને નીચે ઉતારેલો."

હરિલાલ: "એમ જો કડક નછૂટકે જ થતા તો ઉપરી અમલદારોથી દબાતા પણ નહિ—ન્યાય પોતાને પક્ષે હોય ત્યારે મર્યાદામાં રહીને પણ ચિવ્વટથી પોતાના હક માટે લડતા."

ડાહ્યાભાઈ : " ખરું સ્તો. રાજગીત ને હિંદ–બ્રિટાનિયાવાળા બનાવે તો હવે જાણીતા છે; કર્ટિસ જોડે પણ એમને જરા એવી સરખી જ લહેણાદેણી હતી."

હરિલાલ : " હા રે! મને એક વાર દોહરો વાંચી સંભળાવેલો ને–' સાહેબ કોણ થનાર?' " બંને હસે છે. કેળવણીખાતાના રિપોર્ટોની એમની સમાલોચનાઓમાં પણ કેટલી સાચી ને જવાબદારી-વાળી હિંમતભરી ટીકા કરતા. તેમાં ય સ્વભાષાના ઉત્તેજનનો પ્રશ્ન હોય ત્યારે તો સંયમથી પણ જુસ્સાથી લખતા."

ડાહ્યાભાઈ: " હમેશાં જ એટલો જુસ્સો હતો તેથી જ રાજકોટમાં એક પ્રસંગે પીલસાહેબની હાજરીમાં—મેળાવડો તો હાઈસ્કૂલનો પણ અમારે સૌને ય જવાનું હોય તેમ ગયલા—એમની ગરબીમાંથી ' અંગ્રેજો રાજ કરે, દેશી રહે દબાઈ' ગવાયું ત્યારે હેડમાસ્તર ગીમીસાહેબ સિવાયના બધા નાનામોટા દેશી હોદ્દેદારોનાં મોં તો છબી પાડી લેવા જેવાં બનેલાં પણ પોતે તો સ્થિતપ્રજ્ઞ જેવા પ્રશાન્ત જ રહેલા. પેલા સૌ તો તેમણે ને હેડમાસ્તરે રાજ્ય-દ્રોહ કર્યો હોય તેમ એ જ રાત્રે બંનેને ઘેર સલાહ, ધીરજ કે ચેતવણી આપવા જઈ પહોંચેલા!"

હરિલાલ: " એનું નામ જ હિન્દુસ્તાનીઓ! એ દરેકને એકેક ડોઝ મેઝિની અને જોન મિલનો આપવો જોઈએ—"

ડાહ્યાભાઈ: " એકેક જ?"

હરિલાલ: " એક તો હજી જીરવે! આ ત્રણ વરસથી નેશનલ કોંગ્રેસ નીકળી છે તે એવાને કૈં ઠેકાણે લાવે તો સારું. બાકી તો આ આપણી રૂપાળી, રઢિયાળી, યશાળી ભરતભૂમિને ચહાવી એમાં પણ આજકાલ તો રાજ્યદ્રોહ ગણાય છે ને?"

ડાહ્યાભાઈ ( સાંભરી આવતાં ): " મામા રાજકાજના વિચારોથી પણ છેક અલિપ્ત નહોતા હોં—"

હરિલાલ: "ન જ હોય. તેમનાં જેવા વિચારક રહી જ કેમ શકે?"

ડાહ્યાભાઈ: "રિપનની સ્થાનિક સ્વરાજ્યની યોજના પછી તુર્ત પોતે જાણે એના અનુસન્ધાનમાં જ એક યોજના ઘડેલી તે મને બતાવી હતીઃ ગ્રામપંચાયત; પછી એકેક તાલુકા ને જિલ્લાની નાની રાજસભા ને એમાં લોકોના પ્રતિનિધિ ચૂંટાઈને જાય; એમ ને એમ પ્રાંત તથા ઈલાકાની અને છેવટ આખા દેશની એવી મહાસભા થાય—એ તેમનું સ્વપ્નું હતું."

હરિલાલ: "કેટલું ભવ્ય! ઈંગ્લિશ હિસ્ટરી કૈં તેમણે ફ્રોક્ટ-નો થોડો જ વાંચ્યો અને લખ્યો હતો?"

ડાહ્યાભાઈ: "નહિ–નહિ જ." ત્રણના ટકોરા સંભળાય છે. બંને એ સાંભળ્યા ન સાંભળ્યા કરે છે. "ને અભ્યાસ તો જેમ એ તેમ બીજો છેલ્લાં વર્ષોમાં પણ ચાલુ જ હતો. બર્ક ને બેકન તો પહેલેથી જ એમને બહુ પ્રિય. એ વારંવાર વાંચતા તેમ સંસ્કૃત સાહિત્યશાસ્ત્રનું અવગાહન પણ છેલ્લાં ચારપાંચ વર્ષમાં સ.રી રીતે વધારેલું."

હરિલાલ: "હા. મેં જ વચ્ચે મુંબઈ ગયો ત્યારે એમના લખવાથી મોકલેલાંને—દશરૂપક, કાવ્યાદર્શ અને સાહિત્યદર્પણ."

ડાહ્યાભાઈ: "હું જાણું છું. દશરૂપકનું તો પોતે ભાષાન્તર પણ કરવા માંડ્યું હતું."

હરિલાલ: "એમ કે?"

ડાહ્યાભાઈ: "હા. એ રીતે આપણી ભાષા માટે શું શું યે કરવાના એમને તો કોડ હતા. પણ કિસ્મતે યારી આપી નહિ ... વહાલસોયા પણ કેટલા!"

હરિલાલ: "હા, તમારી પરનો આપણે સાંજે વાંચ્યો તે છેલ્લો કાગળ—"

ડાહ્યાભાઈ: "કેટલો સ્નેહ ને વિશ્વાસ તેમાં શબ્દે શબ્દે નીતરે છે. મારી કેટલીય ખામીઓ મેં ધારેલું કે તે જાણતા નથી છતાં જાણતા'તા ને એ દૂર કરવા શિખામણ પણ કેટલા હેતથી આપે છે."

હરિલાલ: "તમે પણ આમ મનુષ્યોની પરખ અનુભવે જ કરતાં શીખશો એમ પણ સૂચવ્યું છે ને એ ખરું છે."

ડાહ્યાભાઈ: "પણ એ શિખવનાર તો ગયા તે ગયા જ... મારો તો એમની સાથે ગયો એ વિદ્યાનન્દ ને રસાનન્દ. ते हि नो दिवसा गताः ॥"

તેમનો સાદ છેવટના શબ્દો બોલતાં ગળગળો થાય છે. તે નીચું જોઈ પલંગ પર બેસી રહે છે, હાથનાં આંગળાંમાં આંગળાં ભરાવીને.

હરિલાલ એમની ભણી એકીટશે જોઈ રહે છે. બંને જણ પરથી ચન્દ્રમાનો પ્રકાશ, તે પશ્ચિમ બાજુની મેડીના છાપરા પાછળ ઊતરતાં, હવે ખસી જાય છે. અંધારી નીરવતા એ સ્થળનું ગાંભીર્ય વધારે છે.

જરા વાર પછી દૂર ક્યાંક પહેલો કૂકડો બોલતો સંભળાય છે અને એ જ ક્ષણે, હવે ઊંચું જોતાં વાર જ આકાશે મીટ માંડતા ડાહ્યાભાઈની નજરે પૂર્વમાં ચઢવા માંડેલો શુક્રનો તારો સ્થિરતાથી ઝળકે છે,—સ્થિર અને એકરંગી, તેજસ્વી, લોકોત્તર કો શાન્તિનાં અમીબિન્દુ ઝરપતો.

# નવલરામના જીવનની રૂપરેખા[1]

૧૮૩૬ : જન્મ, તા. નવમી માર્ચે સૂરતમાં; (વિ. સં. ૧૮૯૨ના ફાગણ વદ છઠ).

૧૮૪૦ : માતુશ્રી પાસે બેસી એકડેએક ભણવું શરૂ કર્યું.

૧૮૪૨ કે '૪૩: ભાગાતળાવ-લત્તામાંની ગોવિન્દમહેતાની ગામઠી નિશાળે જવા માંડ્યું.

૧૮૪૪ : દુર્ગારામ મહેતાજીની સરકારી ગુજરાતી નિશાળમાં અભ્યાસ આગળ ચલાવ્યો; જનોઈ દીધું.

૧૮૪૭ : ગુજરાતી ભણતરને અન્તે પાઘડી તથા પુસ્તકોનું ઈનામ મેળવી, સૂરતની જ અંગ્રેજી હાઇસ્કૂલમાં 'ફ્રી સ્કોલર' તરીકે દાખલ થયા; શિવગૌરી નામે કન્યા સાથે લગ્ન: (આ લગ્ન પરેલું, કેમ કે એ પત્ની ત્યારપછી જ મહિનામાં ગુજરી ગઇ હતી.)

૧૮૫૦ : કડોદના (જિ. સૂરત) હરિલાલ બ. વ્યાસની નવ વર્ષની પુત્રી મણિગૌરી સાથે નવલરામનું બીજી વારનું લગ્ન: (જીવ્યાં ને મોટાં થયાં એ સંતાનોની અંદાજે જન્મસાલ: ધીમતરામ, ૧૮૬૭; કમળા, ૧૮૭૧.)

૧૮૫૧ : આ અથવા આગલા વર્ષથી ન.એ સ્વામીનારાયણના મન્દિરે જવા માંડ્યું. એ સંપ્રદાયની અસર તેમની પર આશરે ૧૮૫૮ સુધી (પોતાની બાવીસેકની વય સુધી) રહી.

૧૮૫૩ : અંગ્રેજી અભ્યાસ પૂરો કર્યો. (ન.એ જ, "હું મેટ્રિક્યુલેશનમાં પાસ થયો નથી" એમ લખ્યું છે. એટલે સમજાય છે કે એ વર્ગમાં આખું વર્ષ ભણ્યા તો હશે.)

૧૮૫૪ : સપ્ટેમ્બરમાં, સૂરતની અંગ્રેજી હાઇસ્કૂલમાં નવમા ઍસિસ્ટંટ તરીકે શિક્ષકની નોકરીએ રહ્યા.

---

૧. જે બનાવ કે પ્રકાશનસાલ હાલની આ વિષયની સ્થિતિમાં સંદેહાત્મક છે, તેને એ જ રૂપે અહીં નોંધેલ છે. મુખ્ય આધાર ગોવર્ધનરામકૃત જીવનકથાનો લીધો છે.

૧૮૬૧ : ત્યાં જ ચોથા એસિસ્ટંટ નિમાયા. વર્ષની આખરે ડીસાની એંગ્લો–વર્નાક્યુલર સ્કૂલના કામચલાઉ હેડમાસ્ટર રૂ. ૬૦)થી નિમાયા. (ત્યાં 'થોડાક માસ' જ રહેવાનું થએલું, એટલે ૧૮૬૨ના જુલાઇ કે ઑગસ્ટમાં પાછા સૂરત હાઈસ્કૂલમાં આવી ગયા હશે.)

૧૮૬૨ : તા. ૧૪મી સપ્ટેમ્બરના **રાસ્ત ગોફ્તાર**માંની, મહારાજ લાયબલ કેસ વિશેની રૂ. ૨૫૦)ના ઇનામ માટેની, જા. ખ. વાંચી; પરિણામે, એ હરીફાઈમાં ઊતર્યા હતા. એ પદ્યલખાણ એટલે **ન.**નાં નોંધાયલાં લખાણોમાંનું સૌથી પહેલું; એ ૨૫૦ પાનાંનું હતું ને વળતે વર્ષે માર્ચમાં, જા. ખ. મુજબ, મુંબાઇ દફતર આશકારા પ્રેસને મોકલ્યું હતું.

૧૮૬૩ : 'મનના વિચાર'ને રૂપે ચિત્તજ્વાલાઓ એકાંતમાં કાઢવા માંડી. જીવનમાં નવા ઉત્સાહનું વર્ષ. નોકરીને અંગે બદલી સૂરતની જ ગોપીપરા બ્રાંચ સ્કૂલમાં. આ વર્ષના ઉત્તરાર્ધમાં કે '૬૪ માં, પાછા હાઈસ્કૂલના શિક્ષક થયા.

૧૮૬૪ : ચિત્ત શાન્ત થવા માંડ્યાનું વર્ષ. નાટક 'વીરમતી'ની રૂપરેખા આ વર્ષે તૈયાર કરી હોવા સંભવ. ઉપરકહી ઈનામી કવિતા માટે મળનારું અર્ધું ઈનામ નકાર્યું, તે આ વર્ષમાં હશે.

૧૮૬૫ : જાન્યુઆરીમાં પગાર રૂ. ૮૦)નો થયો. સૂરતમાં જ નીકળવાની ટ્રેનિંગ કૉલેજના હેડમાસ્તરપદ માટે નિષ્ફળ પ્રયાસ. ઇજનેર મિ. રિકમંડને હાથે ગણિતબુદ્ધિ અંકાતાં, એ માટેનું પ્રમાણપત્ર મળવાથી સંતોષ. **ભટનું ભોપાળું** (મોલિયેરના **મૉક ડૉક્ટર** પરથી) રચવા માંડ્યું. જોસેફ ઍડિસનનાં લખાણ વાંચવા માંડ્યાં. આ વર્ષે "વળી મન ઊછળે છે" ને એને પરિણામે "ઉત્તરોત્તર વૃદ્ધિ" થાય છે.

૧૮૬૬ : **ન.**નો આત્મમન્થનકાળ. એને પરિણામે કવિતાનું પ્રીતિ–શૃંગાર–પ્રદેશમાં વહેણ. હિન્દની સ્થિતિ વિશે અંગ્રેજી, ગ્રંથકારના ધંધા વિશે ગુજરાતી, નિબન્ધો; એમાંનો એકે સમગ્ર રૂપે પ્રગટ થયો નહિ. આ પ્રવૃત્તિઓએ મનને સ્વસ્થ કરવામાં મદદ કરી. વર્ષાન્તે મન્થનનો ક્ષોભ શમ્યો. (આ વર્ષના ઉત્તરાર્ધમાં કે '૬૭માં **ન.**એ સૂરતના સાપ્તાહિક **ગુજરાતમિત્ર**માં–હવે લુપ્ત થયા છે એ–સંસારસુધારા–વિષયક લેખ લખ્યા).

૧૮૬૭ : **ન.**નાં સૌથી પહેલાં સાહિત્યવિષયક લખાણો–કરણઘેલાની સમાલોચના તથા 'કવિ નર્મદાશંકરની કવિતા'—એ જ સાપ્તાહિકમાં પ્રગટ થયાં. ભટનું **ભોપાળું** પ્રગટ થયું; (એ ૧૮૭૦ કે '૭૧ માં થોડા ફેરફાર સાથે મુંબાઇમાં ભજવાયું હતું). સૂરતની પ્રાથમિક શિક્ષકોની ટ્રેનિંગ સ્કૂલમાં ('કૉલેજ' પણ એ કહેવાતી) રૂ. ૧૦૦)ના પગારથી **ન.** હેડમાસ્ટર રથયા. કાયદાનો અભ્યાસ કરવાનો વિચાર કર્યો. ફાર્સી વાંચવા માંડયું નવેમ્બરમાં ટેટ કૃત ફિલોસોફી ઓફ એજ્યુકેશન વાંચી. પ્રકીર્ણ વાર્તાઓ, નાટક ઇત્યાદિ રચનાઓ કરવાના મનસૂબા શરૂ.

૧૮૬૮ : એ મનસૂબા ચાલુ રહ્યા. ટ્રે. સ્કૂલમાં રૂ. ૧૨૦)ના પગારે કાયમ થયા.

૧૮૬૯ : નાટક **વીર**મતીનું પ્રકાશન. (પ્રતસંખ્યા ૬૦૦; એ કર્તાના મરણવર્ષ ૧૮૮૮ આસપાસ ખપી રહેવા આવેલ; શાળાઓમાં ઇનામ અપાતી). "આ વર્ષમાં નવલરામે પુસ્તકપરીક્ષા શાસ્ત્રીય રીતે લખવા આરંભી." ઉદાહરણાર્થ, 'શકુન્તલા નાટકના તરજુમા' એ વિવેચન. Fatalism ઉપર ૧૦૦–૧૨૫ પાનાંનું અંગ્રેજી લખાણ. આત્મમન્થનકાળનો (પોતાની આશરે ૩૪ની વયે) અસ્ત.

૧૮૭૦ : ટ્રે. સ્કૂલ બંધ થતાં, નવલરામ અમદાવાદની મેલ ટ્રેનિંગ કૉલેજમાં મહીપતરામ રૂ. નીલકંઠના હાથ હેઠળ, રૂ. ૧૨૫)થી વાઇસ–પ્રિન્સિપલ નિમાયા; એ જગ્યાએ '૭૬ના ડિસેમ્બર સુધી; આ માસમાં રાજકોટની ટ્રે. કૉલેજના પ્રિન્સિપલ નિમાયા ને ૧૮૮૮માં થએલા અવસાન પર્યંત રહ્યા. અમદાવાદમાં મે ૧૮૭૦થી ગુજરાતશાળાપત્રના તંત્રી.[1] ને એ પદે પણ અવસાન પર્યન્ત રહ્યા. અમદાવાદનિવાસનો કેટલોક સમય બાળલગ્નનિષેધક મંડળીના મંત્રી તરીકે પણ કાર્ય કર્યું હતું. એ નિવાસ દરમ્યાન મુનસફની પરીક્ષામાં બેઠેલા: એ બનાવ ૧૮૭૨નો હોવા સંભવ છે. ૧૮૭૦માં જ **શાળાપત્ર**માં **મેઘદૂત**ના નાગરી લિપિમાં ક્રમિક પ્રકાશનનો આરંભ.

---

૧. આ સંદર્ભમાં, એક અવસાનનોંધમાંથી આ ઉતારો પ્રસ્તુત ગણાશે: "મી. નવલરામને શાળાપત્રના તંત્રી તરીકે ત્રીશ રૂપીઆ પગાર મળતા હતા. છતાં પ્રથમ તેઓ પોતાની કલમથી શાળાપત્રમાં થોડું લખતા. તે ઉપરથી કેટલીક ચર્ચા તેમના કાન ઉપર આવતાં તેમણે એ વાત લક્ષમાં લેઈ શાળાપત્રમાં પોતાની કલમથી વિષયો લખવા માંડયા." (ચાલુ)

૧૮૭૧ : પ્રેમાનન્દકૃત **નરસિંહ મહેતાના મામેરાનું** સંપાદન.

૧૮૭૨ : 'વ્યુત્પત્તિપાઠ'ના પ્રકાશનનું સંભવિત વર્ષ.

૧૮૭૩ : મન્થન પછીનો શાન્તિકાળ સ્થિર, સવેગ, સતેજ થયો. "કેવળ વિચારની ઋતુ ઉતરી અને આચારવિચારની ઋતુ બેઠી. ત્રૈમાસિક 'ગૂર્જરગ્રંથભંડાર'નો વિચાર કર્યો.

૧૮૭૫ : **બાળલગ્નબત્રીશીનું** પ્રકાશન.

૧૮૭૬ : આ વર્ષના ડિસેમ્બરથી ૧૮૮૮ના માર્ચ કે એપ્રિલ સુધી રાજકોટમાં સ્થાયી નિવાસ, ત્યાંની ટ્રે. કોલેજના પ્રિન્સિપલ તરીકે.

૧૮૭૬ : **બાળગરબાવળીની**[1] રચના; એનું પ્રકાશન પણ કદાચ આ વર્ષમાં થયું હશે.

૧૮૭૯ : મે માસના **શાળાપત્રના** અંકથી **અકબર બીરબલ નિમિત્તે હિન્દી કાવ્યતરંગ** શરૂ.

૧૮૮૦ : એ પત્રના ઓગસ્ટ–અંકથી, **ઈંગ્રેજ લોકનો સંક્ષિપ્ત** ઇતિહાસ શરૂ. આ વર્ષે એ જ માસિકમાં છપાએલું લખાણ 'નિબન્ધ લખનારને સૂચના' એ, પાછળથી પુસ્તિકા થઈ તે **નિબન્ધરીતિનું** મૂળ રૂપ. આ વર્ષમાં કે જરા વહેલીમોડી, કન્યા કમળાના લગ્ન અંગેની ચિન્તા તીવ્ર બની, બા. લ. નિષેધક મંડળીના નિયમોનું બન્ધન દુઃખકર નીવડ્યું ને અંતે એ પુત્રીનું લગ્ન **ન.**ના સ્નેહી તથા સહકારી નરભેરામ મનસુખરામ નામે વિધુર સાથે થયું.

૧૮૮૧–૧૮૮૨ : આ વર્ષોથી 'ઉત્તરાવસ્થાની ઋતું' બેઠી. આધિવ્યાધિ ખરા, પણ મન નબળું નહિ. ધર્મ પ્રત્યે દૃષ્ટિ સવિશેષ; ઉપનિષદો ને સાંખ્યસૂત્રો તથા બ્રહ્મસૂત્રોનો અભ્યાસ. પેન્શનના વિચાર. સર્વ મુખ્ય

---

એ લખાણોમાં ઇતર વિષયો ઉપરાંત ગ્રન્થપરીક્ષા, તંત્રીએ જ કરેલાં સમાચારનાં તારણ વગેરે હતું એમ વીગતો આપ્યા પછી **વિજ્ઞાનવિલાસના** (સપ્ટે. ૧૮૮૮) એ આપણને અજ્ઞાત લેખક ઉમેરે છે: "આ પ્રમાણે તેમણે શાળાપત્રને શોભાવી પ્રસિદ્ધિમાં આણ્યું હતુ."

૧. એ પુસ્તક **ન.**એ રચ્યું તે, "કન્યાશાળામાં શિખનારને માટે સરકારના ખાસ આમંત્રણથી અને સારૂં ઈનામ મેળવીને". (સપ્ટે. ૧૮૮૮ના **બુદ્ધિપ્રકાશમાંની** અવસાનનોંધ).

સંસ્કારપોષક વિષયોનું સામયિક કાઢવાના વિચાર. દેશ-સુધાર સંબન્ધી સંકલ્પવિકલ્પ.

આ અરસામાં જ નર્મદનો વિચારપલટો જાહેર રીતે. એ સંબન્ધે નવલરામે ગુજરાતી સાપ્તાહિકની માગણીથી લખેલું ‘સુધારાનું ઇતિહાસરૂપ વિવેચન’ એમના અવસાન પછી નવલગ્રંથાવલિમાં ૧૮૯૧માં પ્રગટ થયું.

૧૮૮૨માં ડાહ્યાભાઈ પી. દેરાસરી ન.ના હાથ હેઠળ મે. ટ્રે. કૉલેજમાં અધ્યાપક તરીકે રાજકોટ આવ્યા.

એવામાં નવલરામે ભારતીય પ્રજાની નવસંસ્કૃતિવિધાયક ચતુર્વર્ણશાળાની યોજના કલ્પી; તેમને “હું failure છું” એમ લાગવા માંડ્યું; હિંદની પ્રજાએ જે ઉદારચરિતને મહાત્મા એવું બિરુદ આપેલું તે લૉર્ડ રિપનની સ્થાનિક સ્વરાજ્યની નવી પ્રણાલી પરથી ન.ને ભાવના સ્ફુરી[1] કે દેશસ્વરાજ્ય માટે પણ જિલ્લાસભાથી માંડી આખા દેશની મહાસભા સુધીની ક્રમબદ્ધ લોકસભાઓ હોવી જોઈએ. ગ્રન્થપ્રકાશકનો ધંધો કેવો ચાલે તેનો વિચાર કર્યો. કેળવણીખાતાએ ‘શાળાપત્ર’નાં આવક-ખર્ચની પૂછતપાસ કરતાં ન. એ જવાબ આપેલ કે એ હિસાબ ખાનગી જેવો છે ને એ બાબતમાં હું સ્વતંત્ર છું.

**૧૮૮૩-૮૫ :** રાજગીતના ભાષાન્તર તેમ જ ‘હિન્દ અને બ્રિટાનિયા’ અંગે રાસ્ત ગોફ્તારવાળા કે. ન. કાબરાજી સાથે કતુતાલભર્યો વાદવિવાદ. ન.એ હિતોપદેશ તથા દશરૂપકનાં ભાષાન્તર કરવા માંડ્યાં; છૂટક હિન્દી કાવ્યરચના કરી; નાટક ‘ભારતેશ્વરી’ આરંભ્યું.

**૧૮૮૬-૮૭ :** વારાફરતી વિચારો, મહીપતરામની જગ્યાએ જવાના કે પેન્શન લેવાના. ’૮૬ના ફેબ્રુઆરીમાં (તા. ૨૫મી) નર્મદનું મુંબાઈમાં અવસાન તથા મિત્ર નવલરામને એથી સખત આઘાત.

**૧૮૮૭ : નર્મ**કવિતાની બીજી આવૃત્તિમાં નવલરામકૃત એ કવિનું ચરિત્ર ‘કવિજીવન’: આ એમની છેલ્લી વિશિષ્ટ કૃતિ.

**૧૮૮૮ : ન.**એ પેન્શન માટે અરજી કરી ને એ મંજૂર થઈ આવતાં પહેલાં અવસાન થયું. છેલ્લો મંદવાડ (એ રોગ સ્વ. દેરાસરીએ નોંધ્યા મુજબ કેન્સરનો તથા અવસાનનોંધો ને ગો. મા. ત્રિ. મુજબ જલંધર કે જલોદરનો હતો.) શરૂ રાજકોટમાં; માર્ચ કે એપ્રિલમાં સૂરત આવી

---

૧. પછીથી ગો. કૃ. ગોખલેને સ્ફુરી હતી તેવી; જોવું જુગતરામ દવેકૃત ભારતસેવક ગોખલેનું પૃ. ૧૦૦મું.

ડુમસ ગએલા; ચોમાસે પાછા સૂરત આવ્યા ને ત્યાં રોગ વધતાં અવસાન, મંગળવાર તા. ૭મી ઓગસ્ટની મધરાતે: ( વિ. સં. ૧૯૪૪ના આષાઢની અમાસે ).

## નોંધ

આ રૂપરેખામાં, મુકાબલે વધારે અગત્યની જ હકીકતો ( અને તે, ગ્રન્થમાંનું જીવનચિત્ર સમજવામાં સહાયરૂપ થાય એ દૃષ્ટિથી, મુખ્યત્વે. ) નોંધી છે. જેમને વિશેષ હકીકતોમાં રસ હોય તેઓ ગોવર્ધનરામે લખેલી જીવનકથાનો ઉપયોગ કરી શકશે.

૧૮૮૦માં **શાળાપત્રમાં** જેનું ક્રમિક પ્રકાશન આરંભાયલું તે ઇંગ્રેજ **લોકનો સંક્ષિપ્ત** ઇતિહાસ પ્રા. બળવંતરાય ક. ઠાકોરના હાથના સંસ્કાર પામી સને ૧૯૧૩માં પહેલી વાર ( ત્રીજી આ. ૧૯૨૨માં, ) ગ્રન્થાકારે પ્રસિદ્ધ થયો હતો.

ગોવર્ધનરામ–સંપાદિત **નવલગ્રન્થાવલિ** ૧૮૯૧માં ચાર ભાગે—(૧) સર્જનલક્ષી રચનાઓ, (૨) વિવેચનો, (૩) શિક્ષણવિષયક લેખો, (૪) 'સાયન્સ' તથા સામાન્ય જ્ઞાનના વિષયો,–એમ પ્રસિદ્ધ થઈ હતી. એ મૂળ આવૃત્તિનો[1] ઉપયોગ આ જીવનચિત્રમાં કર્યો છે. (એ મૂળ તેમ જ ઓફવાળી શાળોપયોગી આવૃત્તિમાં ગોવર્ધનરામકૃત **ન.**ની જીવનકથા સમગ્ર છપાઈ છે.) જીવનચિત્ર દોરતાં સામાન્ય રીતે જાણીતી નહિ એવી કેટલીક હકીકતો કોઇ વાર કોઈ અપ્રકટ ગ્રન્થમાંથી (એમાંની ભૂલો પણ વળી સુધારી લઇને), કોઈ સામયિકનાં દફતર યાને 'ફાઇલ'માંથી કે કોઇ ચરિત્રગ્રન્થમાંથી મેળવી છે ને ચિત્રાલેખનને અનુરૂપ રીતે એ સર્વનો ઉપયોગ કર્યો છે.

**સૂરત**
૨૪–૮–૪૧૨ ૨૦૫૨૨ વિ. ક. વૈ.

---

૧. શાળોપયોગી આવૃત્તિ (બે ભાગમાં : ૧૯૧૧ ને ૧૯૧૫) સ્વ. હીરાલાલ વ્ર. ઓફે કરી હતી; તારણરૂપ આવૃત્તિ ૧૯૩૭માં રા. નરહરિ દ્વા. પરીખે ગુજરાત વિદ્યાપીઠ તરફથી કરી છે.